

# પ્રસ્તાવના

'શ્રી જીવન-મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટ'નો આ પવિત્ર ચરિત્રગ્રંથથી પ્રારંભ થયો હતો. 'ભગવાન મહાવીર' એ એનું પહેલું પુષ્પ હતું. આજે એ પુષ્પની ત્રીજી આવૃત્તિ પ્રગટ થાય છે. અને સાથે સાથે ટ્રસ્ટ પોતાનાં પાંચમા વર્ષમાં પ્રવાસ કરે છે.

આ પુસ્તકની બે વિશેષતા છે. શ્રી જયભિખ્ખુ કૃત 'નિર્ગ્રંથ ભ. મહાવીર' નામના પ્રગટ થયેલા પુસ્તક પરથી, મોટા ફેરફાર સાથે આ સંક્ષિપ્ત આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે: ને એને મશહૂર ચિત્રકાર શ્રી. ગોકુળદાસ કાપડિયાનાં ૨૦ જેટલાં ચિત્રોથી સુશોભિત કરવામાં આવી છે બીજી રીતે પણ એને કલામય કરવા ભરસક-પ્રયત્ન કરવામાં આવ્યો છે.

માંગલિક પ્રસંગોએ ભેટ આપી શકાય, તેવી તેની શોભા કરી છે અમે ઇચ્છીએ છીએ કે માગલિક પ્રસંગોએ આવા પરમ માંગલિક પુરુષનું ચરિત્ર સહુ કોઈ સ્નેહીજનોને ભેટ આપે.

આ ટ્રસ્ટનાં પુસ્તકો વિશાળ માનવતાના અને સદ્‌ગુણોના પ્રચારના આશયથી પ્રગટ થાય છે. એમાં જૈન ધર્મ કે અન્ય ધર્મના ગ્રથો કે મહાપુરુષોનાં જીવનો અપાય, તેથી એને સપ્રદાયગત માની લેવાની કોઈ આવશ્યકતા નથી. વસ્તુમાત્ર શુદ્ધ ને સર્વદેશીય છે એની સારાસારતા એને રજૂ કરનારની દૃષ્ટિ પર અવલંબે છે. શસ્ત્રની જેમ સાહિત્ય પણ પ્રયોજકની નેમ ઉપર જ મોટો આધાર રાખે છે

સં. ૨૦૧૭ વ્યવસ્થાપક

卐



# ત્રીજી આવૃત્તિ પ્રસંગે

એક દિવસ એક સંસ્થા તરફથી માગણી આવી કે જનસમૂહ સમજી શકે એવું સાદું અને સીધું મહાવીર ચરિત્ર મોકલો. એમ લાગતું હતું કે જૈનોના ત્યાં જ્ઞાનપૂજા મુખ્ય છે: અને છાશવારે અને છાશવારે ગ્રંથો પ્રગટ થતા રહે છે, તો આવું ચરિત્ર મેળવવું સહેલ થશે.

પણ સત્ય જે સાંપડયું તે ખરેખર દિલને દ્રવિત કરનારું હતું. એક પણ પુસ્તક નિઃસંકોચ રીતે આમ જનતા સમક્ષ મૂકી શકાય તેવું ન મળ્યું. કોઈ મળ્યું તો એમાં વળી ખૂબ સાંપ્રદાયિક શબ્દો! કોઈમાં કંઈ તો વળી કોઈમાં કંઈ! ઇતરની તો ચાંચ પણ એમાં ન ડૂબે.

આખરે ટૂંકા ગાળામાં યથાશક્તિ ને યથામતિ 'નિર્ગ્રંથ ભ. મહાવીર' નામનું ચરિત્ર લખ્યું અને પ્રગટ કર્યું. ટૂંક સમયમાં એ વેચાઈ ગયું અને આજે બે વર્ષથી એ અપ્રાપ્ય છે. એને વધુ સુંદર રીતે પ્રગટ કરવાની વિચારણા ચાલી રહી છે. શક્ય થશે તો અંગ્રેજી અને હિંદી રૂપાંતરો આપવાની પણ ભાવના છે જે વખતે જે બને તે ખરું.

આ પછી આ ટ્રસ્ટમાં એક સંક્ષિપ્ત અને સચિત્ર મહાવીર જીવન આપવું—જે સામાન્ય કક્ષાનાં જૈન—જૈનેતર લોકોને સુગમ પડે, એમ વિચાર્યું. એ દૃષ્ટિએ 'નિર્ગ્રંથ ભ. મહાવીર'માંથી વસ્તુસંક્ષેપ કરી અને ભાષા સરળ કરી આ 'ભગવાન મહાવીર' પ્રગટ કર્યું. આમાં મશહૂર ચિત્રકાર ગોકુલદાસ કાપડિયાના ચિત્રો પણ મળ્યાં. સોનામાં સુગંધ ભળી એમ લાગ્યું.

ટૂંકા ગાળામાં આ ત્રીજી આવૃત્તિ થાય છે, એ આનંદજનક છે.

૧૩, બી. ચંદ્રનગર સોસાયટી
સરખેજ રોડ, અમદાવાદ-૭

જયભિખ્ખુ

# અ * નુ * ક્ર * મ

# ચિત્રસૂચી



*

**નોંધ :** સુપ્રસિદ્ધ ચિત્રકારો શ્રી. ગોકુલદાસ કાપડિયા તથા ૫ તથા ૯ નંબરના ચિત્રના ચિત્રકાર શ્રી. ચન્દ્રના અમે આભારી છીએ, સાથે આ ચિત્રોની નીચેનાં પદ્યો પં. રતિલાલ દીપચન્દ દેસાઈનાં બનાવેલાં છે, તે માટે તેમના પણ આભારી છીએ.



વૃક્ષે ભોરીંગ જોઈ સૌ, બાળક નાસી જાય;
વર્ધમાન દોરી પરે, દૂર ફગાવે ક્યાંય.



[૧]



## બીએ એ બીજા !

નગરનું પાદર છે. પાદર પર મોટો વડલો છે. ઘેઘૂર એની છાયા છે લાંબી લાંબી એની ડાળો છે ઘેરી ઘેરી એની ઘટા છે. ઘટામાં પંખી કલરવ કરે છે. છાયામાં પશુ બેઠાં બેઠાં વાગોળે છે.

નાનાં બાળકો અહીં રમવા આવે છે, વિધવિધ રમતો રમે છે. આજે સહુ બાળકો મળીને પીંપળી દા રમે છે.

રમત ભારે ચગી છે. બાળકો વાનરની જેમ ઝાડ પર કૂદાકૂદ કરી રહ્યાં છે, પંખીની જેમ પાન-ઘટામાં સંતાઈ રહ્યા છે નીચે લાકડી કૂંડાળે નાખી દા દેનારો ઉપર ચઢે છે. રમતા ભેરુઓને પકડવા એ એક ડાળથી બીજે ડાળ દોડે છે. ત્યાં તો ડાળેથી વાંદરો કૂદે એમ ભેરુ નીચે કૂદે છે. લાકડી કૂંડાળામાથી ઉઠાવી દૂર ઘા કરે છે.

રમતની શરત એવી છે, કે ભેરુ નીચે ઊતરી લાકડીને કૂંડાળા બહાર ફેંકી દે, એ પહેલાં દા દેનારે એને અડવું જોઈએ; પણ પેલો પહેલો પહોંચી જાય છે, કૂંડાળામાંથી લાકડી ઉપાડી દૂર ફેંકે છે. દાવ દેનારની મહેનત એળે જાય છે. એ વળી લાકડી લઈને કૂંડાળે નાખવા નીચે આવે છે. આમ રમત ભારે ચગી છે.

ત્યાં એકાએક ફૂંફાડો સંભળાય છે. હૈયાં ફફડી જાય એવો ફૂંફાડો! ચકલાના મોંમાંથી ચણ છૂટી જાય એવો ફૂંફાડો!

જોયું તો, બરાબર વડલા નીચે એક ભયંકર સાપ પડેલો! કાળી ચૌદશની રાતના જેવો કાળો ડિબાંગ! ધોળી ધોળી મૂછો! પીળી ધમરખ આંખો! ફૂંફાડા એવા નાખે, કે કાચાપોચાના તો રામ રમી જાય!

હાય બાપ! આ તો નાગબાપજી! ખાધા કે ખાશે!

જે બાળકો નીચે હતાં એ જીવ લઈને નાઠાં! જે ડાળ ઉપર હતાં એ ડાળને વળગી પડચાં! સહુનાં શરીર થરથર કંપે : હમણાં પડચાં કે પડશે!

હેઠેથી સાપ ન પોતે ખસે, ન કોઈને ત્યાંથી ખસવા દે!

આ વખતે એક બાળકે ચડપ દઈને ઝાડ પરથી ભૂસકો માર્યો. ધબ્બ કરતોકને નીચે! પૃથ્વી પર ટટ્ટાર થઈને એ

ખડો થઈ ગયો—જાણે નેતરની સોટી જોઈ લો ! સાપ તો ધબાકો સાંભળી છંછેડાયો હતો, ફૂફાડા નાખતો હતો, હમણાં ખાધા કે ખાશે એવું કરતો હતો, પણ બીએ એ બીજા !

પેલો કુમાર આગળ વધ્યો. એના મનમાં બીક નથી, ડિલમાં ધ્રુજારી નથી જાણે સાપ ને દોરડી બને એને મન સરખાં છે. ચડપ લેતાંક સાપની પૂંછડી પકડી પાડી.

બીજાં બાળકો સાપને પોતાનો જમ માનતાં. સાપે અહીં પોતાનો ગુરુ જોયો, ને ડાહ્યોડમરો થઈ ગયો. પેલા બહાદુર બાળકે એને ઉપાડીને દૂર ફેંકી દીધો.

બાળકોને નિર્ભય કર્યાં. પંખીઓને ગાતાં કર્યાં. પેલા બહાદુર બાળકે બૂમ પાડી સહુને પાછાં બોલાવ્યાં :

'અરે, બીઓ છો શા માટે ? બીક તો એવી છે, જે બીએ એને બિવડાવે.'

'રંગ છે તમે, વર્ધમાન ! તે તો કમાલ કરી !' બાળકો આમ બોલતાં ને શાબાશી દેતાં પાછાં આવ્યાં.

ફરી રમત શરૂ થઈ.



[૨]

# દેહથી વીર, દિલથી મહાવીર

એ જ નગર, એ જ પાદર! ત્યાં ઘેઘૂર વડલાની નીચે એક દેરી છે. દેરી ખંડેર છે. એનો ઊંચો એવો ઓટો છે. ત્યાં નગરનાં બાળકો ઘોડી-ઘોડીની રમત રમે છે.

જેનો દાવ આવે, એ ઘોડી થાય!
બીજા એ ઘોડી પર બે હાથ દઈને ઠેકે!
ઠેકતાં ઠેક ચૂકે એ ઘોડી થાય!
બીજા એ ઘોડી પર બે હાથ દઈને ઠેકે!

રસ્તો સાવ એકાંત. અવરજવર બિલકુલ ઓછી. મીઠડું મહી લઈને જતી એકાદ ગોવાળણ ત્યાંથી નીકળે; રમતાં બાળકો પર મીઠી નજર નાખતી જાય, ને ચાલી જાય. ઊભા રહી બે ઘડી બાળકોની રમત જોવાનું મન તો એનેય થાય, પણ શું કરે? મોડું કરે તો એનું દહીં ખાટું થઈ જાય!

ભાત લઈને ભતવારણ નીકળે. રમતાં બાળકોમાંના અરધાંપરધાંને એ ઓળખે એ પેલો રહ્યો રાજકુમાર વર્ધમાન. ઓલ્યો નગરશેઠનો દીકરો દામોદર. પેલો રહ્યો તે ગામમુખીનો શંકુ ને પેલો વિશાખ લુહારનો જંબૂ.

ભતવારણની ખોઈમાં માર્ગે વીણેલાં ચણીબોર ભર્યાં છે. જંબૂને બોલાવી એની ખોઈ બોરથી ભરી દે છે, ને ભતવારણ ચાલી જાય છે, કારણ કે એનો ભાત ઠંડો થતો હોય છે.

જંબૂ સરખે ભાગે સહુને બોર વહેંચી દે છે! બાળકો બોરની લહેજત માણતાં જાય છે, ને રમત રમતાં જાય છે.

જેનો દાવ આવે એ ઘોડી થાય!
બીજા એ ઘોડી પર બે હાથ મૂકી ઠેકે!
ઠેકતાં ઠેક ચૂકે એ ઘોડી થાય!

કોણ મોટું ને કોણ નાનું—એ રમતમા જોવાય નહીં! કોણ ક્યાનો, ને કોણ ક્યાનો—એ કોઈને પુછાય નહિ! રમત સહુની! દાવ આપે એ દોસ્ત! દાવ ન આપે એની કટ્ટા!

રમત તો એવી જામી કે રસ્તે જનારનેય જોવાની મોજ મળે એક વટેમાર્ગુ આવ્યો, ને બાળકો ભેગો ભળી ગયો. રમત એ રમત નાના-મોટાનો ભેદ ત્યા ઝટ પરખાય નહિ. નવો આવનાર ઘોડી થઈને ઊભો.

'અલ્યા, આ તો સરસ ઘોડી!' એક બાળકે કહ્યું.

'અલ્યા, કેવી મજબૂત ઘોડી!' બીજાએ બૂમ પાડી.

'અલ્યા, આ તો રૈવત ઘોડી. ચાલે ચાલ રેવાલ!' ત્રીજાએ કહ્યુ.

બાળકો ઘોડી પર ચઢવા લાગ્યા ને ઠેકવા લાગ્યાં. નવો આવનાર શરીર સંકોચીને નાનીશી ઘોડી બની ગયો. ભારે મજાની ઘોડી!

વિશાખ લુહારનો જંબૂ કૂદ્યો.

રેવતી કાકીનો રેણુ કૂદ્યો.

નગરશેઠનો દામોદર કૂદ્યો.

રાજકુમાર વર્ધમાને પણ કૂદવા ઠેક લીધી, પણ પેલી ઘોડી તો સીધી ઝાડ થઈને ઊભી રહી! હત્તારીની! આ તે કેવી ઘોડી! વર્ધમાન એના ખભા પર, ને પેલો ટટ્ટાર ઊભો થઈ રહ્યો. ઊંચો તે કેવો! જાણે તાડનો ત્રીજો ભાગ!

એણે માથું ધુણાવ્યુ, ને મોટી જટા નીકળી આવી!

એણે આંખો ઊંચી કરી, ને જાણે આંખોને બદલે લાલઘૂમ અંગારા તગતગી રહ્યા!

એણે ઝીણી કિકિયારી કરી, ને જાણે રીંછે છીંકોટો નાખ્યો. બાળકોના હૈયા બીકથી ફાટી રહ્યા

બાળકો નાઠા—પૂંછડી દબાવીને બીકણ સસલું નાસે તેમ કાળો કકળાટ મચી ગયો.

નાસતાં બાળકો દયા ખાવા લાગ્યાં : અરેરે! નક્કી બિચારા વર્ધમાનનો કાળ આવ્યો! કાળ તે કેવો?

એના નખ જોયા હોય તો પાવડા જેવા! એની રોમરાજિ જોઈ હોય તો રીંછ જેવી!

પગ જાણે થાંભલા જેવા, હાથીપગો જ જોઈ લ્યો. અને ખભો જોયો હોય તો ગેંડાની ઢાલ જેવો!

ખૂની વરુની જેમ એ આદમી ફરીને ઘૂરક્યો. અરે, કોક હિંમતવાળાં રહ્યાંસહ્યાં બાળકો ઊભાં હતાં તે પણ જાય નાઠાં પાછું વળીને જુએ એ બીજાં!

ભાગતા જાય ને બોલતાં જાય. 'હાય રે! આ તો અઘોરી નીકળ્યો, ઘોર કર્મનો કરનારો! જીવતાં માણસને ભૂંજીને ખાઈ જનારો! દુનિયામાં જે ખરાબ એ એનો ખોરાક. દુનિયામાં જે દુરાચરણ એ એનું આચરણ!'

અઘોરીએ વર્ધમાનને ખભા પર લીધો છે, બે હાથે એના બે પગ પકડ્યા છે, ને પડ્યો છે પોતાના પંથે! દિશાઓ ખાલી છે. રસ્તા નિર્જન છે. કોઈ કહેતાં કોઈ નજરે ચઢતું નથી!

અરર! બાળકનું આવી બન્યું! અઘોરી એને લઈ જશે! દેવદેવીને ધરશે! જીવતો શેકી ખાશે! એને મિજબાની થશે, ને આપણા વહાલા વર્ધમાનનું મોત આવશે!

ખરાખરીની આ ઘડીએ પણ કુમાર વર્ધમાનનું મોં

તો જુઓ—કેવો નફ્ફરો બેઠો છે! જાણે પાળેલા હાથીની કાંધ પર બેઠો ન હોય! નથી એની આંખોમાં બીક, નથી એના શરીરમાં કંપારી! નર-વાહનની સવારી કરી જાણે કોઈ દેવકુમાર પૃથ્વી ઉપર આવ્યો હોય, એવો એનો રુઆબ છે!

ખરો બહાદુર, ખરો ભાયડો આ તો!

વાઘ શિકારને લઈને જેમ બોડ તરફ જાય, એમ અઘોરી વર્ધમાનને ઉપાડી આગળ ચાલ્યો જાય છે. ઝરૂખે ચઢી દુનિયાને દેખતો હોય, એમ કુમાર થોડીવાર બધું જોઈ રહ્યો. વગડો નિર્જન છે કોઈ કહેતાં કોઈ માણસ દેખાતું નથી! શિયાળવા સંતાતા ફરે છે, ને ગીધ હાડપિંજરો ઠોલતાં ફરે છે.

જગ્યા એવી ભેંકાર છે, કે માણસ ફાટી મરે! પણ કુમાર વર્ધમાનને તો જાણે ઘર ને વગડો સરખાં છે. ધીરેથી એણે હાથ ઉપાડ્યો, મુક્કી વાળી ને અઘોરીના મસ્તક પર દીધી!

બાળકની મુક્કીનો શો હિસાબ? જાણે લોઢાની દીવાલ ઉપર ગુલછડીનો ઘા! પણ અજબ જેવો આ કુમાર છે. ગજબ એનુ બળ છે. નાનીશી મુક્કીએ અઘોરીને કંપાવી દીધો!

વર્ધમાને બીજી મુક્કી મારી! તોફાને ચઢેલો હાથી જાણે અંકુશના જોરાવર ઘાએ વશ થઈ ગયો. અઘોરી ચીસ પાડી ઊઠ્યો. કહ્યું છે ને, નાનો પણ રાઈનો દાણો!



માયાવી ત્યા દૈત્યનુ, રૂપ ધરે વિકરાળ;
વર્ધમાન એક મુઠીથી ગર્વ હરે તત્કાળ

કોઈના હાથમાં રાશ છે, તો કોઈના હાથમાં વેલણ છે.

વર્ધમાન તો સહુને આંખની કીકી જેવો વહાલો છે! સહુ મદદે દોડ્યાં છે! ત્યાં તો સામેથી અઘોરી પર સવારી કરીને કુમાર આવતો દેખાયો—આભમાંથી જાણે દેવકુમાર ઊતરી આવ્યો!

લોકો બોલી ઊઠ્યાં : 'અમારો વર્ધમાન કુશળ હો!'

વર્ધમાને અઘોરીના ખભેથી કૂદકો માર્યો ગામલોકોએ એને પોતાની હથેળીમાં ઝીલી લીધો માતા ત્રિશલાએ એને છાતીએ ચાંપ્યો. ભાઈ નંદીએ કપાળે ચૂમી ચોડી, પિતા સિદ્ધાર્થે એના કેશ સૂંઘ્યા કાકા સુપાર્શ્વે કોટી કરી.

કોઈની હૈયાવાટકડીમાં હર્ષ સમાતો નથી.

પછી તો લોકો ઊપડ્યા અઘોરીને મારવા!

વર્ધમાન દોડીને આડા ફર્યા : 'ખબરદાર, એને કોઈએ આંગળી અડાડી છે તો!'

'અરે! આવા અધર્મીને તો જીવતો ગૂડી નાખવો જોઈએ.' બધાંએ કહ્યું.

વર્ધમાન કહે : 'ના, એને મરાય નહિ. પાપીને પાપનું ભાન થાય, પસ્તાવો કરે, એ જ એની સજા! આપણે સજા કરનાર કોણ? ક્ષમા આપો ને છોડી મૂકો!'



'અરે, કુમાર તો નાને મોંએ મોટી વાતો કરે છે!' એકે કહ્યુ

'પણ કેવી હૈયા સોંસરવી ઊતરી જાય તેવી વાત કરે છે!' બીજાએ કહ્યુ

જતાં જતાં અઘોરીએ કહ્યુ :

'હે વર્ધમાન, મને સામાન્ય માનવી ન સમજતો. હું દૈવી શક્તિવાળો છું. તારી કસોટી કરવા આવ્યો હતો. મે તને દેહથી વીર માન્યો હતો, પણ હૃદયથી તો તું મહાવીર છે! વર્ધમાન! તારો જય હો!'

આટલું બોલી અઘોરી અદૃશ્ય થઈ ગયો

કુમાર વર્ધમાન તે દિવસથી મહાવીરને નામે પંકાયા.

[૩]

## કયું ગામ ને કોણ માબાપ

આજથી પચીસસો વર્ષ પહેલાની આ વાત છે. રાજા વીર વિક્રમનો સંવત હજી ચાલુ થયો નહોતો

એ વખતે ભારતના નકશામા અનેક રાજ્યો હતાં કેટલાંક રાજ્યોમાં રાજા રાજ કરતો હતો, કેટલાંક રાજ્યોમાં મહાજનો રાજ ચલાવતાં હતાં.

એવું એક વિદેહનું રાજ હતું. રામાયણમા આવતી સતી સીતામાતાના પિતા જનક વિદેહી એક વાર અહીં રાજ ચલાવતા.

ક્ષત્રિયોનો ધંધો લડવાનો, પણ વિદેહના ક્ષત્રિયો એકલા લડવૈયા નહોતા, એ તો લડતા પણ ખરા ને સાથે ધર્મનો ને બ્રહ્મનો ઊંડો વિચાર પણ કરતા. જેવા પરાક્રમી તેવા પંડિત !

આ તો જૂની વાત થઈ. જે વખતની આપણે વાત કરીએ છીએ, તે વખતે વિદેહમાં ગણતંત્ર(પ્રજાતંત્ર)નુ રાજ હતું.

ગણતંત્રમાં ઘણા માણસો થોડા માણસોને ચૂટતા.

એ થોડાં માણસો ઘણા માણસો વતી રાજ ચલાવતા.

એ થોડા માણસો રાજા કહેવાતા. એની પાટનગરી વૈશાલી હતી વૈશાલીને ઘણા વિશાલા પણ કહેતા. વૈશાલી ગંડકી નદીને તીરે વસેલી હતી.

આ નગરી દેવોની નગરી જેવી સુદર હતી. ત્યાં બેડોળ કે કદરૂપા માણસો જન્મતાં નહિ.

આ નગરીમાં ધનનો પાર નહોતો. સાત હજાર હવેલી સોનાના કળશવાળી હતી, ચૌદ હજાર રૂપાના કળશવાળી હતી. આ તો કોટ્યાધિપતિની વાત થઈ. લાખોપતિની હવેલી પર તાંબાના કળશ રહેતા. એનો તો કોઈ સુમાર નહોતો.

આ વૈશાલી નગરીનો વિસ્તાર લાંબો હતો. એને અનેક પરાં હતા. એમા બે પરાં જાણીતાં હતાં · એક કુંડગ્રામ ને બીજું વાણિજ્યગ્રામ. તેમાય કુંડગ્રામ વધારે પંકાયેલું હતું.

આ કુંડગ્રામમાં ઉત્તર–દક્ષિણ બે વિભાગ હતા. ઉત્તર વિભાગમાં મોટે ભાગે ક્ષત્રિયો રહેતા, એથી એ ક્ષત્રિય–કુંડગ્રામ તરીકે ઓળખાતું. દક્ષિણમાં મોટે ભાગે બ્રાહ્મણો રહેતા; એથી તે બ્રાહ્મણ–કુંડગ્રામ તરીકે પંકાતું.

કહેવાતું કે વૈશાલીમાં એક લાખ ને અડસઠ હજાર રાજાઓ હતા. અરે, ઘણા તો એથીય આગળ વધીને કહેતા, કે વૈશાલીનો દરેક જણ પોતાને રાજા–રાજકર્તા ગણાવે છે, અર્થાત્ દરેક પોતાને રાજ્યનું અંગ ગણતો. આ બધા રાજાઓમા–આગેવાનોમાં મુખ્ય આગેવાન રાજા ચેટક હતો. જિતશત્રુ એનું બિરુદ હતું.

રાજા ચેટક પ્રજાની પસદગી પામેલો મહાન પુરુષ હતો. એના બળની બધે બોલબાલા હતી. એના ગુણની બધે ખ્યાતિ હતી.

રાજા ચેટકને એક બહેન હતી. ગુણમાં ચંદ્ર જેવી, રૂપમાં સૂરજ જેવી. એનું નામ ત્રિશલાદેવી !

રાજા ચેટકે એને ક્ષત્રિય કુંડગ્રામના એક સદ્‌ગુણી ક્ષત્રિય સાથે પરણાવી હતી. એ ક્ષત્રિયનું નામ રાય સિદ્ધાર્થ !

રાય સિદ્ધાર્થમાં નામ પ્રમાણે ગુણ હતા ! એ હતા તો ક્ષત્રિય, પણ અહિંસા ને સત્યમાં માનનારા હતા. એ વખતના ક્ષત્રિયોની જેમ રણક્ષેત્ર ને ધર્મક્ષેત્ર બંનેમાં તેઓ કુશળ હતા.

આ કારણે તેઓ બસો વર્ષ પહેલાં થઈ ગયેલા અહિંસા ને સત્યના અવતાર શ્રી પાર્શ્વનાથમાં આસ્થા ધરાવતા હતા. એમનો અહિંસાપ્રધાન ધર્મ તેઓ પાળતા હતા.



[૪]

## અમ કુલ મંડણ, તુમ કુલ દીવો

એવા છે રાય સિદ્ધાર્થ !

એવાં છે સતી રાણી ત્રિશલા !

એવાં છે કુમાર નંદી !

એવાં છે કુમારી સુદર્શના !

બધી વાતે લીલા લહેર છે. ધન, ધાન્ય, પુત્ર, પુત્રી: વસ્તારની કે વસ્તુની કોઈ વાતે અછત નથી.

સહુ કુળધર્મ પાળે છે ને જીવનધર્મ આચરે છે.
ધર્મપાલનમાં એ ફૂલ જેવાં કોમળ છે.
અધર્મની સામે એ વજ્ર જેવાં કઠોર છે.

ગોકુળ એ વખતની મૂડી છે. ગોધણ સાચું ધન છે. એનો ઉત્સવ હમેશાં ઊજવાય છે; ખીર, ખાજા ખવાય છે.

દૂધ–દહીંની નદીઓ રેલાય છે!

એવા પવિત્ર પર્વ દિવસની એક રાત છે.

બે પહોર વીત્યા છે.

ગોપૂજા ને ગોસેવા કરીને રાજા–રાણી સૂતા છે. એવે વખતે ત્રિશલાદેવીને સુંદર સ્વપ્ન આવ્યા! એક–બે નહિ, પણ પૂરા ચૌદ સ્વપ્ન!

ધોળો હાથી ને સફેદ બળદ,
વનનો રાજા કેસરીસિંહ,
રૂપાળાં લક્ષ્મીદેવી ને ફુલ્લ–પ્રફુલ્લ પુષ્પમાળા,
ઝગમગતા ચંદ્ર ને સૂરજની જોડ,
ફરફરતી ધજા ને રૂપાનો મંગલકળશ,
સરોવરમાં શ્રેષ્ઠ એવું પદ્મસરોવર,
સાગરમાં સર્વોત્તમ એવો ક્ષીરસાગર,
આકાશે શોભતું દેવવિમાન,
રત્નનો રાશિ ને અગ્નિની જ્યોત,
—એમ ચૌદ સ્વપ્ન રાણી નીરખે છે!

તેર સ્વપ્ન તો નીરખ્યાં, પણ કેસરીસિંહે તો જાણે મુખવાટે એમના ઉદરમાં પ્રવેશ કર્યો!



મધ્ય રાત્રિની શાંતિમાં, ત્રિશલાદે ગુણમાલ;
સ્વપ્ન ચતુર્દશ દેખતાં, જાણે મંગલમાલ.

દૂધ-દહીંની નદીઓ રેલાય છે!

એવા પવિત્ર પર્વ દિવસની એક રાત છે.

બે પહોર વીત્યા છે.

ગોપૂજા ને ગોસેવા કરીને રાજા-રાણી સૂતા છે. એવે વખતે ત્રિશલાદેવીને સુંદર સ્વપ્ન આવ્યાં! એક-બે નહિ, પણ પૂરાં ચૌદ સ્વપ્ન!

ધોળો હાથી ને સફેદ બળદ,

વનનો રાજા કેસરીસિંહ,

રૂપાળાં લક્ષ્મીદેવી ને ફુલ્લ-પ્રફુલ્લ પુષ્પમાળા,

ઝગમગતા ચંદ્ર ને સૂરજની જોડ,

ફરફરતી ધજા ને રૂપાનો મંગલકળશ,

સરોવરમાં શ્રેષ્ઠ એવું પદ્મસરોવર,

સાગરમાં સર્વોત્તમ એવો ક્ષીરસાગર,

આકાશે શોભતું દેવવિમાન,

રત્નનો રાશિ ને અગ્નિની જ્યોત,

—એમ ચૌદ સ્વપ્ન રાણી નીરખે છે!

તેર સ્વપ્ન તો નીરખ્યાં, પણ કેસરીસિંહે તો જાણે મુખવાટે એમના ઉદરમાં પ્રવેશ કર્યો!



મધ્ય રાત્રિની શાંતિમા, ત્રિશલાદે ગુણમાલ;
સ્વપ્ન ચતુર્દશ દેખતા, જાણે મંગલમાલ.

દૂધ-દહીંની નદીઓ રેલાય છે!

એવા પવિત્ર પર્વ દિવસની એક રાત છે.

બે પહોર વીત્યા છે.

ગોપૂજા ને ગોસેવા કરીને રાજા-રાણી સૂતાં છે. એવે વખતે ત્રિશલાદેવીને સુંદર સ્વપ્ન આવ્યાં! એક-બે નહિ, પણ પૂરાં ચૌદ સ્વપ્ન!

ધોળો હાથી ને સફેદ બળદ,

વનનો રાજા કેસરીસિંહ,

રૂપાળાં લક્ષ્મીદેવી ને ફુલ્લ-પ્રફુલ્લ પુષ્પમાળા,

ઝગમગતા ચંદ્ર ને સૂરજની જોડ,

ફરફરતી ધજા ને રૂપાનો મંગલકળશ,

સરોવરમાં શ્રેષ્ઠ એવું પદ્મસરોવર,

સાગરમાં સર્વોત્તમ એવો ક્ષીરસાગર,

આકાશે શોભતું દેવવિમાન,

રત્નનો રાશિ ને અગ્નિની જ્યોત,

—એમ ચૌદ સ્વપ્ન રાણી નીરખે છે!

તેર સ્વપ્ન તો નીરખ્યા, પણ કેસરીસિંહે તો જાણે મુખવાટે એમના ઉદરમાં પ્રવેશ કર્યો!



મધ્ય રાત્રિની શાતિમા, ત્રિશલાદે ગુણમાલ;
સ્વપ્ન ચતુર્દશ દેખતા, જાણે મંગલમાલ.

આવાં સપનાં નીરખી રાણી જાગ્યાં. જાગીને એમણે રાજાને જગાડ્યા, સપનાંની વાત કરી.

રાય સિદ્ધાર્થ કહે : 'રાણી ! તમે રત્નગર્ભા છો. નક્કી તમારે પેટ કોઈ મહાન આત્મા અવતાર ધરશે, આપણી ઇકોતેર પેઢી તારશે બોલાવો જોષીઓને ! સપનાંનો અર્થ વિગતે જાણીએ.'

જોષીઓને તેડાવ્યા એ વખતના રાજા વિદ્યાવંતોને ભારે આદરમાન આપતા. જ્યોતિષીમંડળને બેસવા માટે ખાસ જગ્યા પસંદ કરી. છાણથી લીંપાવી. સુગંધી જળથી સીંચી. ખડીથી ધોળી. માંડલાં (રંગોળી) પૂર્યાં. ધૂપઘટા પ્રસરાવી.

જોષીઓ આવ્યા.

મોટા મોટા જોષીઓએ મોટાં મોટાં ટીપણાં કાઢ્યાં ! આકાશના ગ્રહ, નક્ષત્ર ને તારાઓને ઘડી વારમાં નીચે પોતાની પાટીમા ઉતાર્યાં. પાટીનુ આકાશ બનાવી, થોડી વાર ગ્રહ–નક્ષત્રોને અહીંથી તહીં હેરવ્યા–ફેરવ્યા. આંગળીને વેઢે કંઈક ગણ્યુ ને પછી મોટી મોટી પાઘડીઓ ડોલાવતા ડોલાવતા બોલ્યા ·

'રાણીજી ! અમ કુલ મંડણ ને તુમ કુલ દીવો, એટલે વિદ્યામા બ્રાહ્મણ ને પરાક્રમમાં ક્ષત્રિય, એવો એક આત્મા અવતરવાની આ આગાહી છે ! ક્ષત્રિયાણી માતાને જે સ્વપ્ન

લાધ્યાં તે કાં ધર્મચક્રવર્તી કા રાજચક્રવર્તીની માતાને આવે છે।'

રાય સિદ્ધાર્થ ને રાણી ત્રિશલા આ સાંભળી ખુશી ખુશી થઈ ગયાં એમાંય ત્રિશલા રાણીનુ હૈયુ, વરસાદથી કદંબ વૃક્ષ ખીલે એમ ખીલી ઊઠ્યું. સાડા ત્રણ કરોડ રોમરાય હર્ષથી ખડી થઈ ગઈ. માતાનો પ્રેમ છે ને!

જોષીઓ આગળ બોલ્યા,

'હે રાજાજી! હે રાણીજી। તમારે ત્યાં આમ સર્વ ગુણથી સંપન્ન લોકનાયકનો જન્મ થશે. નવે ખંડમાં એનુ નામ પ્રખ્યાત થશે! પોતે તરશે, જીવ માત્રને તારશે.'

રાજા ને રાણી આ સાંભળી ખુશી થયાં. જોષીઓને ભારે સરપાવ આપી વિદાય કર્યા.




# બધું જ વર્ધમાન છે

રાણી ત્રિશલાની કૂખમાં બાળક છે· જાણે રત્નાકરના પેટમાં લાખેણું મોતી છે! દિવસો ચાલ્યા જાય છે. ભારે એનુ જતન છે! ભારે એની ખેવના છે!

માતા ઓધાન ભરે છે ગર્ભવતી માની આપદાઓનો પાર નથી. મનમાં ભાવા ઘણા થાય છે, પણ મોંએ કંઈ ચઢતું નથી. જીભના સ્વાદમાં ને જીવનના શીલમાં ગર્ભવતી માતા ને સંયમધારી મુનિ સરખા.

મા દિવસે ઊંઘતી નથી, રખેને બાળક ઊંઘણશી જન્મે! મા શાક–પાંદડુ ખાતી નથી, રખેને બાળક શ્યામ જન્મે. સોહામણી આંખોમાં મા અંજન આંજતી નથી, રખેને પુત્ર રતાંધળો થાય! એ સદા આનંદમાં રહે છે, પારકાના ભલામાં ચિત્ત રાખે છે, સારી સારી વાતો સાંભળે છે.

આખું રાજકુટુંબ રાણીજીને જાળવે છે. રાજાજી પણ

ફૂલની જેમ એનું જતન કરે છે. રાજા–રાણી સંગાથે સભામાં જાય છે, સાથે વનવિહારે જાય છે.

રાજા ને રાણી સિંહાસને બેઠાં છે, ને ખેડૂતમંડળ આવે છે. ખેડૂ કહે છે : 'મહારાજ ! કારણ કંઈ જણાતું નથી ને ખેતરમાં આ વખતે ધાન્ય સારું પાક્યું છે ! કંઈ કારણ વગર જમીનમાં રસકસ વધ્યા છે.'

રાજાજી કહે છે : 'ખુશી થવા જેવું છે. પ્રજારૂપી કૂવામાં હશે, તો રાજરૂપી અવાડામાં આવશે.'

ગોકુળોના માલિકો આવીને કહે છે : 'મહારાજ ! ગાયોનાં દૂધ વધ્યા છે, ચરાણમા ઘાસ વધ્યાં છે, નવાણે નીર વધ્યાં છે.'

વનપાલકો આવીને કહે છે : 'સ્વામી ! આંબા તો એના એ છે પણ આ વરસે આંબે મોર માતો નથી, લીંબડે કોરનો સુમાર નથી, વેલીઓ ફૂલથી ને વૃક્ષો ફળથી લૂંબીઝુંબી રહ્યાં છે.'

નાગરિકો કહે છે : 'આ વર્ષે ન જાણે કેમ, પણ સુખાકારી સારી છે. મૃત્યુ ઓછાં છે, અકાલ મૃત્યુ તો થતાં જ નથી !'

રાજા કહે : 'બધું જ વર્ધમાન છે. સર્વ કંઈ વધતું છે. કોઈ મહાન આત્માના અવતરવાની એ બધી એ ધાણીઓ છે. આપણે એનું નામ વર્ધમાન રાખીશું.'

રાણી મોં મલકાવીને કહે છે : 'હા, હા, નામ તો વર્ધમાન જ રાખીશું. મારો હર્ષ પણ દિન દિન વધતો રહે છે.'



સુણો નાથ ! સઘળે વધે, સુખ-શાતિ ધન-ધાન;
હર્ષ વધે સહુ લોકમા, શુભ સૌ છે વર્ધમાન.



[૬]

## માતૃદેવો ભવ

પેટમાં ગર્ભ ફરૂફરૂ થાય છે. માતાને તો ઘડી ઘડી અકળામણુ થાય છે, પણુ એય મીઠી મીઠી લાગે છે! ઘડીમાં દુ:ખથી વીલી પડી જાય છે, વળી ઘડીમાં હસવા લાગે છે

આનંદમા દિવસો પસાર થાય છે. એક દિવસ ગર્ભ ફરફરતો એકાએક બંધ થયો. માના શરીરમાં અકળામણુ એકદમ ઓછી થઈ ગઈ! તનની અકળામણુ ઓછી થઈ ખરી, પણુ મનની અકળામણુ એકાએક વધી ગઈ. મનમાં ધ્રાસકો પડ્યો કે શુ મારા ગર્ભને કંઈ અમંગળ થયુ?

માતાએ તો વિલાપ કરવા માંડ્યો દૂર દૂર આંબા-વાડિયામાં ટહુકતો કોકિલ, કાનને કઠોર લાગ્યો. મંદ સુગંધી શીતળ પવન દેહને બાળતો લાગ્યો.

રાજાજી ઘણું સમજાવે. 'રે રાણી ત્રિશલાદેવી! એવાં

તે શાં અસુખ તમને ઊપજ્યાં ?' પણ રાણીજીની આંખમાંથી આંસુ ન સુકાય, આનંદને ઠેકાણે શોક ફેલાઈ ગયો.

રાણી કહે : 'અરે, મારાં પૂર્વજન્મનાં પાપ ફૂટયાં, નહિ તો આવું બને ? આ ભવમાં તો મેં કોઈનુ આંખ-માથુ દુખાડયું નથી, પણ પરભવમાં મેં વનને વિષે અગ્નિ લગાડયો હશે, કાં ભર્યાં સરોવર ફોડયાં હશે, કાં વહાલામાં વિરોધ કરાવ્યા હશે, નહિ તો કંઈ આમ બને ?'

રાણીજીનુ મુખકમલ કરમાયેલુ જોઈ રાજબાગનાં ફૂલ પણ કરમાવા લાગ્યાં. ચણ ચરતાં સૂડા–પોપટે મોંમાંથી ચણ્ય કાઢી નાખી આંગણાના મોર એમ ને એમ મોં ઢાળીને ઊભા રહી ગયાં અરેરે ! અરેરે ! ત્રિશલાદેવી જેવી રાણી રડતી હોય, ત્યારે આપણાથી કેમ ચણાય ? રાજમહેલમાં ચાલતાં નાટકો અડધે રહ્યાં. વીણાવાજિંત્ર વાગતાં બંધ થઈ ગયાં !

ત્યા તો જાણે માતાની વેદનાને પારખી લીધી હોય એમ ગર્ભ ફરકયો, ભર્યા સરોવરમાં માછલું ચાલે એમ !

મા હસી પડી. એની આખી દુનિયા પણ હસી પડી. ગર્ભમાં રહેલા આત્માએ વિચાર્યું :

'માતાનો પુત્ર તરફ કેવો પ્રેમ છે ! એમાં દુઃખ એને સુખ લાગે છે, મૃત્યુ એને જીવન લાગે છે. સંસારમાં માતાની સેવાથી મોટો કોઈ ધર્મ નથી ! માતાને સુખ ઊપજશે, તેમ હું કરીશ ! માતૃદેવો ભવ ! સંસારનો એ પહેલો પાઠ '



પાચ રૂપ ઈન્દ્રે કરી,
લઈ ચાલ્યા મેરુ ભણી,



[૭]

## જન્મ-મહોત્સવ

આભમાં ચાંદલો ઊગ્યો, ને રાણી ત્રિશલાદેવીને બાળ આવ્યો. જાણે રત્નાકરે નકલંક મોતી આપ્યું. રૂડી ઋતુ ગ્રીષ્મ હતી. ચૈત્રનો ચોખ્ખો મહિનો હતો, સુદ પક્ષની તેરસ હતી. મધરાતનો પહોર હતો.

કોકિલોએ રાત-દિવસ ભૂલી ટહુકા કરવા માંડ્યા હતા.

વૈશાલીના રાજબાગમાં બપૈયા ટહુકાર કરતા હતા.

તેરશનો ચંદ્ર આભમાં ઉજાશ ઢોળતો હતો. ચંદનના લેપથીય વધુ શીતળતા પૃથ્વી પર વ્યાપી રહી હતી. વનસ્પતિઓમા જાણે અમૃત વરસ્યાં. અંતરમા જાણે આપોઆપ અજવાળાં પ્રગટ્યાં!

જગતમા આવા પ્રસંગે સહુથી પહેલો જાગે કવિ! કવિ વધામણી ખાતો કહે છે

"સામી! આજ અનોપમ દિવાળી!
પ્રભુ મુખકમળે અમરી ભમરી,
રાસ રમતી લટકાળી;





પાચ રૂપ ઈન્દ્રે કરી, ગ્રહ્યા પ્રભુને હાથ;
લઈ ચાલ્યા મેરુ ભણી, બહુ દેવોની સાથ.



[૭]

## જન્મ–મહોત્સવ

આભમાં ચાંદલો ઊગ્યો, ને રાણી ત્રિશલાદેવીને બાળ આવ્યો. જાણે રત્નાકરે નકલંક મોતી આપ્યું. રૂડી ઋતુ ગ્રીષ્મ હતી. ચૈત્રનો ચોખ્ખો મહિનો હતો, સુદ પક્ષની તેરસ હતી. મધરાતનો પહોર હતો.

કોકિલોએ રાત–દિવસ ભૂલી ટહુકા કરવા માંડયા હતા.

વૈશાલીના રાજબાગમાં બપૈયા ટહુકાર કરતા હતા.

તેરશનો ચંદ્ર આભમાં ઉજાશ ઢોળતો હતો. ચંદનના લેપથીય વધુ શીતળતા પૃથ્વી પર વ્યાપી રહી હતી. વનસ્પતિઓમા જાણે અમૃત વરસ્યાં અંતરમાં જાણે આપોઆપ અજવાળાં પ્રગટ્યાં !

જગતમા આવા પ્રસંગે સહુથી પહેલો જાગે કવિ.! કવિ વધામણી ખાતો કહે છે

"સખી ! આજ અનોપમ દિવાળી !
પ્રભુ મુખકમળે અમરી ભમરી,
રાસ રમતી લટકાળી;

સખી ! આજ અનોપમ દિવાળી !
પ્રભુમાતા ! તું જગતની માતા,
જગદીપકની ધરનારી; સખી. ”

કવિ કહે છે: ‘ આવા આત્માના જન્મનો આનંદ પૃથ્વી પર તો ઠીક, દુખિયારા નરકમાં પણ થયો, ને દેવોનો દેશ તો હર્ષથી હલમલી ઊઠ્યો : રે, મહામાનવનો જન્મ ક્યાંથી ? ’

એક નહિ, પાંચ નહિ, પચીસ નહિ, પણ છપ્પન દિક્કુમારીઓ જન્મ–ઉછરંગમાં ભાગ લેવા હાજર થઈ !

રે ! સ્વર્ગના રાજમાં ઠેઠ ઇંદ્રના દરબારનું સિંહાસન ડોલી ઊઠ્યું. ઇંદ્ર સાબદો થયો. એણે સુઘોષા ઘંટા વગડાવી; તાબડતોબ પોતાની સવારી ઉપાડી.

‘ અરે ! પૃથ્વીને પાટલે મહાન આત્માએ જન્મ ધર્યો છે. ભલે આપણે દેવ છીએ પણ ધર્મનાયકના, મહામાનવના તો આપણે હમેશાં સેવકો જ છીએ. ચાલો, ચાલો, આપણે પણ આપણા જોગો વિનય કરીએ, મહોત્સવ ઊજવીએ.’

દેવરાજ ઇંદ્રને શું ? હાકલ કરી કે એક કરતાં ઇકોતેર હાજર ! વાત વાતમાં મેરુશિખર પર અભિષેક–રચના રચાઈ ગઈ. ઇંદ્રે આજ્ઞા કરી, ‘ હવે એ મહામાનવને લઈ આવો ! ’

પણ માતાના ખોળામાંથી બાળકને લાવવો કઈ રીતે ? લેવા આવનાર ભલેને દેવોનો દેવ હોય, પણ મા પોતાના નવજાત શિશુને એમ કોઈને ન ધીરે !



અમૃતસમ જળધારથી, ઈંદ્ર કરે અભિષેક;
દેવ-દેવી ટોળે વળી, કરતાં આનંદ છેક.

સ્વર્ગના સ્વામી પાસે અનેક યુક્તિઓ હતી. એમણે માતાને નીંદર આવી જાય એવો તાકડો રચ્યો. શ્રમિત માતાની આંખ નિદ્રાભારથી ઢળી, કે દેવોએ બાળકને માની ગોદમાંથી, ફૂલછાબમાથી ફૂલ લઈ લે એમ, લઈ લીધો.

હવે ભારે રંગ જામ્યો ! દેવરાજ ઇંદ્ર જાણે એકના પાંચ થઈ ગયા બધો લહાવો એને એકલાને લેવો હતો !

જન્મ વખતે ત્યાં છપ્પન દિક્કુમારિકાઓ આવી હતી, તો જન્મોત્સવ માટે અહીં ચોસઠ દેવરાજ ઇંદ્રો હાજર થયા.

બાળકને અભિષેક કરવા પવિત્ર જલની ધારા કરવા માંડી.

જલધારા તે કેવી ? જાણે જોગના ધોધ જેવી ઇંદ્રરાજને વિમાસણ થઈ આવી કે આ બાળપુષ્પ આ ભયંકર જલધારા શે ખમશે ?

ઇંદ્રરાજની શંકાને જવાબ આપતા હોય તેમ બાળરાજાએ પગનો અંગૂઠો પર્વત પર ચાંપ્યો; પૃથ્વી કંપી ઊઠી, શિખરો ધ્રૂજી રહ્યા !

દેવો એકદમ નમ્ર થઈને ચરણમાં ઢળી પડ્યા, બોલ્યા, 'અમે સામાન્ય દેવોએ આપ મહામાનવનો મહિમા ન જાણ્યો ! માફ કરો !'

કવિ તો કંઈ કંઈ કલ્પનાના ફુવારા ઉડાડે છે. જેના જન્મથી ત્રણ લોકમાં અજવાળાં થયા હોય, એના વર્ણનમાં શી ઊણપ રહે ? એના ઉત્સવમાં શી ખામી રહે ?



[૮]

# લેખશાળામાં

કુમાર ચાંદીને ઘૂઘરે ને સોનાના દડે રમે છે. આમ રમતા-જમતા વર્ધમાન મોટા થયા. મુખ તો પૂનમના ચાંદ જેવું ! કપાળ અષ્ટમીના ચંદ્ર જેવું વાળ અમાવાસ્યાની રાત જેવા આંખો આકાશના તારલિયા જેવી. સોનેરી ગાલ પર ખંજન રમતાં, ને આંખમાં અંજન ઊભરાતાં

ત્રિશલાનો નાનો કુંવર જાણે સહુના હૈયાનો હાર ! એવું મીઠું મીઠું મલકે, કે આપોઆપ મનડું એના ભણી ખેંચાય ! વર્ધમાન કહીને બોલાવતાં સહુ અડધાં અડધાં થઈ જાય !

વર્ધમાન સરખેસરખા મિત્રોમાંય આગેવાન બન્યો. સાત વર્ષે તો એણે સાપને ઉપાડીને દૂર ફેંકી દીધો અને પડકાર કર્યો કે બીક કેવી ! જે બીએ એને સહુ બિવરાવે !

આઠમે વર્ષે તો કસોટી કરવા આવેલા દૈવી શક્તિ ધરાવનાર અઘોરીને તોબા પોકરાવી. સહુને કહ્યુ કે અઘોરી કે ઘોરી, દેવ કે શેતાન, માણસને કોઈ પહોચી શકે નહિ! માણસમાં માણસાઈ હોય તો દેવ પણ એનો દાસ થઈને રહે!

અઘોરી વર્ધમાનને મહાવીર નામ આપી ગયો લોકો કહેતાં કે એ સાપ સાપ નહોતો, ને અઘોરી અઘોરી નહોતો, પુણ્યવાન ને બળવાન લોકોના બળની પરીક્ષા કરવા આ રીતે દેવતાઓ પૃથ્વી પર આવે છે!

વર્ધમાન માતાપિતાના પૂજારી છે. માતાપિતા પણ પુત્રને હથેળીમાં રાખે છે એમા પણ માતા ત્રિશલાદેવીનો પ્રેમ કંઈ થવો છે! સહુ કહે, સ્ત્રીઓ તો સંસારમાં ઘણી થઈ ને ઘણી થશે, પણ મહાવીરને જન્મ આપનારી ત્રિશલાદેવીથી હેઠ! દિશાઓ તો અનેક છે, પણ પૂર્વ દિશા કંઈ થવી છે! સૂરજને તો એ જ જન્મ આપી શકે ને!

યોગ્ય વખતે કુમાર વર્ધમાનને નિશાળે બેસાડ્યા. વાજતે ગાજતે હાથીએ ચઢી કુંવર લેખશાળામાં આવ્યા; ઉપાધ્યાય પાસે ભણવા બેઠા ઉપાધ્યાય કહે 'માતૃદેવો ભવ!'

અરે! વર્ધમાન તો માતાના પેટમાથી જ આ પાઠ શીખ્યા હતા આમાં શુ નવુ શીખવાનુ હતું?

આ વખતે વિદ્યા ને વયથી વૃદ્ધ એક બ્રાહ્મણ ત્યાં આવ્યો. એ કુમાર વર્ધમાનને પ્રશ્ન પૂછવા માંડ્યો.

વર્ધમાને પણ એ વૃદ્ધ બ્રાહ્મણના પ્રશ્નોના કડકડાટ જવાબ આપવા માંડ્યા, સાચા અને સહી જવાબ !

સવાલ કંઈ સામાન્ય નહોતા !

વ્યાકરણ જેવા શાસ્ત્રના અઘરા અઘરા પ્રશ્નો હતા. પણ કુમાર વર્ધમાને તો સાવ સરળ રીતે એના જવાબ આપ્યા ! એ જવાબોમાં જ આખુ એક વ્યાકરણ સમાઈ જતું હતું.

જેની પાસે કુદરતે આપેલો ભાષાનો વૈભવ હોય, એની પાસે વ્યાકરણ હાથ જોડતું જ ખડું હોય ને ! ભાષા આત્મા છે, વ્યાકરણ તો એને જાળવનાર ખોળિયુ છે !

લેખશાળાનો ઉપાધ્યાય શરમીંદો પડી ગયો. એને લાગ્યુ કે આ જ્ઞાનમૂર્તિને જ્ઞાન આપવાનો યત્ન કરવો, એ પોતાની જાતની પોતે મશ્કરી કરવા બરાબર છે, સૂરજને બતાવવા નાનુ કોડિયુ ધરવા સમાન છે એણે એ પ્રશ્નોત્તરો પરથી જ એક આખું વ્યાકરણ રચી નાખ્યુ ! એનુ નામ રાખ્યુ, 'ઇંદ્રવ્યાકરણ !'

લોકો કહેતા કે બ્રાહ્મણ બ્રાહ્મણ નહોતો, દેવરાજ ઇંદ્ર પોતે હતા. વાત એટલી કે એ ઉમરે પણ વર્ધમાન એટલા જ્ઞાની હતા, કે એમની પાસે ભલભલા ઝાંખા પડી જતા.



# [૯]

## જેવો આપણો જીવ, એવો બીજાનો

વર્ધમાનના દેહ પર જુવાની આવી છે! મૂછનો દોરો ફૂટું ફૂટું થઈ રહ્યો છે શરીરના સાંધા પરથી ઘોડા સાથે રથ ચાલ્યો જાય, તોય ગણતરી નથી, એવી થનગનતી જુવાની છે!

શરીર માત્ર બળવાન છે, એટલું જ નથી, સુડોલ પણ છે વર્ણ તપાવેલા સુવર્ણ જેવો છે.

વહેલી પરોઢે એ ઊઠે છે, મલ્લશાળામાં જાય છે, દેહ તો વર્ધમાન છે. આત્મા અસવાર છે દેહ અશ્વ છે. એને કસવો સારો નિત્યક્રિયા પતાવી વર્ધમાન શિલ્પશાળામાં જાય છે. ત્યાં વિધવિધ શસ્ત્ર, શાસ્ત્ર ને શિલ્પના પ્રયોગો કરે છે.

પછી ઘેર આવી ક્ષીરપાન કરે છે. પછી પાછા શિલ્પ-શાળામાં જાય છે, ને સરખેસરખા કુમારો સાથે રમતોમા

વાદે ચઢે છે! પછી બપોરે કુમાર ભોજન લે છે એ પછી લાકડાના ઓશિકે મસ્તક મૂકી આરામ કરે છે. વૈશાલીના સુખી રાજકુમારો, જીવન સુંવાળુ બની ન જાય એ માટે, આવા અનેક કઠોર નિયમો પાળે છે.

બપોરે ઘોડેસવાર બની વર્ધમાન વન-ઉપવનમાં ઘૂમે છે! શરીર પર પૂરા શસ્ત્ર છે પગમાં હરણાના વેગને પણ ઝાંખો પાડે એવો અશ્વ છે, જાણે દેવવિમાન જ જોઈ લ્યો!

દૂર હરિયાળા મેદાનો પર નિર્દોષ હરણાં ચરે છે. ખેતરોના શેઢે સાબર ને નીલગાય વૃક્ષોની છાયામા બેસી વાગોળે છે. પણ આ જુવાન ક્ષત્રિયના ભાથામાંથી તીર ખેંચાતું નથી!

વર્ધમાનને ખેત, વન, વનચર, ફૂલ, પક્ષી, નદી, પહાડ—બધાં સ્વજન સમાં લાગે છે એમને વેલી પરથી ફૂલ ચૂટવું પણ ગમતું નથી! એમને ફૂલ કેવળ ફૂલ જ નથી લાગતા, સૂગા આત્માઓ ભાસે છે

જોડીદારો સહુ તીર સાંધે છે, ત્યારે વર્ધમાન વિચારે છે:

કેવું સુદર આ જગત! પોતપોતાની રીતે સહુ જીવનનું સુખ માણી રહ્યાં છે એ સુખી સૃષ્ટિમાં હત્યારુ તીર છોડી ઉલ્કાપાત કાં જગાવવો? જીવ તો સહુનો સરખો! જીવવું આપણને ગમે છે, તો એમને પણ ગમતું જ હોય. સુખ આપણને ગમતું હોય, તો એમને પણ ગમે.

વર્ધમાનની વિચારસરણી આગળ વધે છે, મરવું

આપણને ગમતું ન હોય તો, એમને પણ ન જ ગમે! આપણુ સુખ એવું ન હોવું જોઈએ, જે બીજાના સુખને બાધ કરે જગતને માપવાનો વર્ધમાનનો આ મોટામા મોટો ગજ!

ખેતરો ને ઝરણા પર સધ્યા છવાય છે! આકાશમા સારસોનાં ટોળા ગાતાં ગાતાં ચાલ્યાં જાય છે. ક્ષત્રિય રાજ-પુત્રો એને તીરથી વીંધી આનદ માણે છે વર્ધમાન કહે છે '

' જે કોઈને જીવન આપી ન શકે, એ કોઈનુ જીવન લઈ પણ ન શકે. તમે હજાર હાથીને મારી શકશો, પણ મરેલી કીડીને જિવાડી શકશો ખરા? તો તમને બહાદુર કહું '

ક્ષત્રિયપુત્રો પારકાને પીડા પહોચાડનારી રમતોના શોખીન છે. વર્ધમાનને એમા રસ નથી એ નિર્દોષ રમતોના રસિયા છે નગરમા મોટા મોટા યજ્ઞો ચાલે છે. મોટા મોટા હોમહવન ને મોટી મોટી દાનદક્ષિણાઓ થાય છે. ધુમાડાથી ગામ ઢંકાઈ જાય છે સહુ કહે છે કે આવા યજ્ઞ કર્યે ધર્મ થાય! યજ્ઞમા બલિ આપ્યે સ્વર્ગ મળે!

બલિ માટે બકરાં, ઘેટાં, પાડાનો સુમાર નથી. રબારીના દશ વાડા ભરાય એટલા જીવ અહીં છે. એ સહુને મારીને અગ્નિમાં હોમવાનાં! જેમ વધુ જીવ હોમાય એમ વધુ પુણ્ય

આવા યજ્ઞો સહુ કરે છે. રાજા કરે છે મહારાજા કરે છે, શ્રીમત કરે છે, જેની પાસે ધન હોય એ સહુ કરે છે.

વર્ધમાન તો વિવેકસારવાળા છે, કોઠાવિદ્યાવાળા છે.

એકલા ભણેલા તો ઘણી વાર ભૂલે, પણ એ તો ગણેલા પણ છે. એ વિચારે છે :

યજ્ઞ દરેકે કરવો જોઈએ. દરેકે બલિ ચઢાવવો જોઈએ –પણ એ બલિ તો માણસમાં છુપાયેલા પશુતત્ત્વનો બલિ હોય! આ મૂંગા અને રાંક પશુઓના બલિથી શું વળે? ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, મત્સર વગેરે કષાયોના ભાવો માણસને પશુ બનાવી દે છે—મનનાં એ પશુ જેમાં ભસ્મ થાય, એ જ સાચો યજ્ઞ

શરદ ઋતુ આવે છે, રસ્તાઓ ચોખ્ખા થાય છે, ક્ષત્રિયો હથિયાર–પડિયાર બાંધી જુદ્ધે નીકળી પડે છે. કોઈ જર માટે, કોઈ જમીન માટે, કોઈ સ્ત્રી માટે જબરાં જુદ્ધ જમાવે છે, ને લોહીની નદીઓ વહે છે! એવાં જુદ્ધોમાં માણસ માણસ રહેતો નથી!

ક્ષત્રિયો કહે છે કે લડવાનો અમારો ધર્મ! લડતાં લડતાં મરશુ તો સ્વર્ગ મળશે; અને જીતશું તો શત્રુની સંપત્તિ, શત્રુનું રાજ ને શત્રુદેશની સુંદર સ્ત્રીઓ મળશે!

વર્ધમાન વિચારે છે .

આ લડાઈ તો સબળો નબળાને ખાય તેવી છે. નબળો સબળો થાય એટલે એ એનાથી નબળાને ખાય, તેવી વાત છે. મોટું માછલુ નાનાને ખાય તેવો આ ઘાટ છે! આમાં દુનિયામાં શાંતિ ક્યાંથી જન્મે? આવી લડાઈઓ નકામી!

બધે વર્ણના વાડા પથરાયા છે.

બ્રાહ્મણ કહે છે કે યજન-યાજન, પઠન-પાઠનના અધિકારી અમે, શાસ્ત્ર પર હક અમારો.

ક્ષત્રિય હુંકાર કરીને કહે છે, કે રાજ કરવાના અધિકારી અમે. હિંસા અમારો સ્વધર્મ!

વૈશ્ય વિચારે છે કે અમારે શાસ્ત્ર અને યજ્ઞ સાથે કંઈ નહિ, શસ્ત્ર કે રાજ્ય સાથે પણ કશું લાગેવળગે નહિ; ફક્ત કમાવું અને ધન ભેગું કરવું એ અમારો ધર્મ.

શૂદ્રની તો કોઈ સ્થિતિ નથી! સહુની સેવા કરવાનો, નગર બહાર રહેવાનો ને ગંદકીમાં સબડયા કરવાનો એનો ધર્મ!

અને ધર્મના આ ભાગલાનુ ફળ તો જુઓ' સૌનો નોખો નોખો ધર્મ, પણ સાદો માનવનો ધર્મ એ કોઈનો નહિ!

વર્ધમાન વિચારે છે કે આ વાડા બધા ખોટા છે. એકને જન્મમાત્રથી ઊંચો કે નીચો ગણવો, એમાં પણ હિંસા છે. માણસ પોતાના કર્મથી જ મોટો-નાનો લેખાવો જોઈએ.

જે સાચો શૂરવીર તે ક્ષત્રિય—પછી ભલે એ ગમે તે વર્ણનો હોય.

જે ભણે-ભણાવે તે બ્રાહ્મણ—પછી ભલે એ ગમે તે નાતનો હોય.

એમ જે વેપાર કરે તે વૈશ્ય; અને જે સેવા કરે તે શૂદ્ર.

શૂદ્ર પણ ભણી શકે ને બ્રાહ્મણ થઈ શકે. ક્ષત્રિય પણ ભણીને બ્રહ્મપદ પામી શકે, માણસમાત્ર સમાન.

સમત્વ એ જ સાચો ધર્મ.

સ્ત્રીઓની સ્થિતિ પણ ઘણી દયાજનક છે. પુરુષની એ દાસી ગણાય છે. એને સ્વતંત્ર રીતે જીવવાનો કોઈ અધિકાર નહીં. શાસ્ત્ર એનાથી વંચાય નહિ! પોતાના પગ પર ઊભા રહેવાય નહિ! સ્વતંત્ર થવા માટે એનાથી સાધ્વી પણ થવાય નહીં! પિતા, પતિ ને પુત્ર એના રક્ષક!

વર્ધમાનને આ પણ ભારે અન્યાય લાગે છે.

વર્ધમાનના દિલમાં લાગ્યા જ કરે છે કે શકિત, બળ, તાકાત ભલે ગમે તેટલાં મોટાં હોય, પણ દયા અને પ્રેમથી વિશેષ મોટાં નથી. સંસારમાં પ્રેમ ને દયાનું સામ્રાજ્ય જમાવું, તો જીવતરનો કંઈક અર્થ સરે!

માણસ પોતે છૂટવા માગે છે, ને બીજાને બાંધવા માગે છે. આ કેમ બને? લેવાનો ને દેવાનો ગજ જુદો ન ચાલે. તમે પ્રેમ ચાહતા હો, તો તમે બીજાને પ્રેમ આપો! તમે મુક્તિ ચાહતા હો, તો બીજાને મુક્તિ આપો!

આમ અંતરમાંથી પોકારો આવ્યા કરે છે· પૃથ્વીને પ્રેરક બનવાના, સૂતેલાને જગાડવાના.



[૧૦]

# માતૃપ્રેમ

કુમાર વર્ધમાન આમ જુદી દુનિયામાં વિહરે છે. માબાપને ડર લાગે છે કે આ બધા ચાળા ક્ષત્રિયના નહિ; સંન્યાસીના. ક્યાંક બાળક બાવો થઈ ન જાય!

ત્રિશલાદેવી વર્ધમાનના મિત્રોને એને સમજાવવા મોકલે છે. વર્ધમાનના મિત્રો પણ વિવેકી છે, છતાં વર્ધમાન પર મોહવાળા છે. મોહ માણસને સત્ય ભુલાવે છે.

તેઓ વર્ધમાનને સમજાવે છેઃ 'વર્ધમાન! બીજા વિચારો છાંડી દે! રાજમહેલમાં બેઠા બેઠાં તું તારે જે કરવું હોય તે કર ને! ભલા માણસ, મન ચંગા તો કથરોટમાં ગંગા.'

વર્ધમાન મીઠાશથી જવાબ વાળે છે. 'મિત્રો! હું સગવડિયો ધર્મ પાળનાર નથી. મન એવું સુખશીલિયુ હોય છે કે જરા કષ્ટ સહન કરવાનું આવે, કે તર્ક ને દલીલો કરવા

માંડે. મારો રાહ નક્કી છે. છટકબારીઓને એમાં સ્થાન નથી.'

'વર્ધમાન, અરણ્યમાં આપણા માટે કંઈ કોઈ રાંધીને બેઠું હોતું નથી. ચામડાની આ ઝૂંપડીમાં આગ લાગશે ત્યારે શું કરીશ ?'

વર્ધમાન કહે : 'મિત્રો, તમને સહુને એક બીક છે, કે ખાધાપીધા વિના કેમ જિવાય ? મારે એ બતાવવું છે, કે ખાધાપીધા વિના જિવાય છે, ને સુખે જિવાય છે."

'વર્ધમાન ! ત્યાં પગે ચાલવું પડશે, સાપ–વીંછીનાં રહેઠાણ પાસે સૂવું પડશે. વાઘ–વરું તારું, માંસ ખાવા આંટા-ફેરા માર્યા કરશે.'

'તમે સગવડને સુખ માનો છો; હું હાથે કરીને ઊભી કરેલી અગવડમાં સુખેથી જીવીશ. આત્માના ધર્મને ઉજાળવા હું મારા દેહને તપ ને સંયમની ભઠ્ઠીમાં શેકીશ. એ ભઠ્ઠીમાંથી એક એવું રસાયન શોધવા માગું છું, કે જે મારું અને જગતનું કલ્યાણ કરી શકે.'

આ પછી મિત્રો કંઈ ન બોલ્યા; માત્ર નમન કરીને ચાલી નીકળ્યા. માતા ત્રિશલા પાસે આવીને પોતાની હાર કબૂલ કરીને એ ઊભા રહ્યા.

દેવીએ વર્ધમાનના મિત્રોને જવાબ દેતાં કહ્યું : 'હું એને તમારી જેમ તર્ક કે દલીલથી સમજાવવા માગતી નથી.

માતાના હૈયાની ભાષાથી હુ એનું અતર પિગળાવવા ઇચ્છું છું.'

રાણી ત્રિશલા સીધેસીધાં પુત્ર પાસે પહોચ્યાં પુત્ર તો જોગીનું જીવન જીવે છે. એણે રાગમાં વિરાગની ભાવના ખડી કરી છે. માતાને જોતાં જ પુત્ર ઊભો થઈને માતાને ચરણે પડચો: 'મા, તને વદુ છુ.'

માતાએ જુવાન પુત્રને નાના શિશુની જેમ પંપાળ્યો, બાથમા લીધો, એના કેશ સૂંઘ્યા, અનેક પ્રકારની આળપંપાળ કરવા માંડી. પણ માતા કઈ બોલતી નથી બોલવા જાય છે પણ એનાથી બોલાતું નથી. લોચનના છેડા ભીના બની જાય છે

વર્ધમાન પૂછે છે: 'મા! મા! આમ કેમ? શું મારાથી કઈ અપરાધ થયો?'

'બેટા! તું અને અપરાધ? ચદન અને ઉષ્ણ? એવું તો બને જ કેમ? પણ આજે તારી પાસે બે વચન માગવા આવી છુ આપીશ?'

'માતા! આ સપૂર્ણ જીવન જ તમારુ હોય, ત્યાં તમારે માગવાનુ શું હોય ને મારે આપવાનુ શું હોય?'

બે બાજઠ પર માદીકરો સામસામાં બેઠાં.

'બેટા! વચન આપ, પછી કહુ.'

'આપ્યુ મા!'

'વત્સ! તારા પ્રેમમાં તો કોઈ વાતની ખામી નથી; પણ અમે થોડા દહાડાનાં મહેમાન છીએ. એવું ન બને કે તું



# [૧૧]



## પત્નીપ્રેમ

ક્ષત્રિયકુંડગ્રામ વાજિંત્ર ને ગીતથી ગુંજી ઊઠ્યું. ધોળ–મંગળ ગવાયાં આંગણે રંગોળી પુરાઈ. ટોડલે ટોડલે તોરણ બંધાયાં ને મંદિરે મંદિરે શંખ ફૂંકાયા. મણિમાણેકના થંભ રોપાયા. મોતીપરવાળાની ચોરી રચાઈ.

વર્ધમાનકુમાર કુમારી યશોદા સાથે રંગેચંગે પરણી ઊતર્યા. એમનું સુખી જીવન કેવડાની જેમ મહેકી રહ્યું, ને જાઈજૂઈની જેમ ખીલી ઊઠ્યું.

આંખ ઉઘાડીને બંધ કરીએ, એટલામાં તો વર્ષો વીતી ગયાં! વર્ધમાન કુંવરને ત્યાં પારણું બંધાયું. પારણામાં નાગરવેલ જેવી દીકરી ઝૂલી રહી. પ્રિયદર્શના એનું નામ.

મહાવીરનો ગૃહસ્થાશ્રમ ધન્ય બની રહ્યો. માતાપિતા આ બધું ભરી આંખે જોઈ આનંદના ઝૂલે ઝૂલી રહ્યાં.

પણ માણસનું મન કોણ જાણી શક્યું છે? મહાવીર જળકમળનું –અંતરથી અળગું અને નિરાળુ–જીવન જીવી રહ્યા હતાઃ બહારથી દુનિયાના રસમાં મગ્ન દેખાતા, છતાં અંતરથી સાવ અળગા હતા.

મહાવીરના દેહદ્વાર પર યૌવન આવીને ખડું છે, પથ એ તો સાવ નિષ્કંપ છે. વંટોળિયો નાના ઝાડવાને ધ્રુજાવે, પણ ઘેઘૂર વડલાને તો અડકીને જ ચાલ્યો જાય.

વર્ધમાનના મનમાં એક અજબ સિતારી સતત વાગ્યા કરતી. ખાતાં–પીતાં, ઊઠતાં–બેસતાં, કોઈ પણ કામ કરતાં, એમને ત્રણ વાતોના રણકાર સંભળાતા : 'હું કોણ છુ? શું કરવા આવ્યો છું? મારે શું કરવાનુ છે?'

ત્રણ જ્ઞાનના ધારક વર્ધમાન જુવાનીમાં જ જ્ઞાનવૃદ્ધ બની ગયા. વર્ધમાન વિચારે છે કે આ બધાં સુખનાં સાધનો છે, છતાં દુઃખનાં નિમિત્ત બન્યાં છે. એવું કયું દિવ્ય રસાયન શોધું કે આ બધામાં પરિવર્તન આવે ત્યાં કોઈ રંક ન હોય, રાય ન હોય; ઉચ્ચ ન હોય, નીચ ન હોય; દુઃખી ન હોય, દરિદ્રી ન હોય; ગા વાળે એ ગોવાળ—એવો ઘાટ હોય. પ્રીતિનું એક મહાઝરણ સહુને પખાળતું વહેતું હોય. એ શોધ એ મારા જીવનનો મહાન ઉદ્દેશ.

આ વિચારોમા વર્ધમાનની નિદ્રા નિદ્રા નથી રહેતી;

એ પળો જાગૃતિ ને વિચારની પળો બની જાય છે! જગતની જે રાત્રિ, એ વર્ધમાનનો દિવસ બને છે.

વહાલસોયી પત્ની યશોદા ને પુત્રી પ્રિયદર્શના સાથે હરતા ફરતા વર્ધમાન ભર્યા જગતમાંથી જાણે એકાએક ખોવાઈ જાય છે; થોડી વારે સાવધાન બનીને બોલે છે :

'સંસારના આ ઝંઝાવાતોમાં
'ભય અને દ્વેષના દોષોથી જે નિવૃત્ત છે,
'એ જગતના સાચા મહાવીર છે!
'એ પોતાના વહાલસોયા જીવની જેમ
'અન્યનો જીવ અન્યને પણ વહાલો માને છે;
'આમ માની કોઈના પ્રાણનો એ નાશ કરતા નથી!'

પતિની આવી વાતોને યશોદા સાંભળી રહે છે. સમજણ નથી પડતી, પણ પતિના અજંપાને એ સમજે છે. એ સ્વામીને હેતથી ઘણી વાર સમજાવે છે, નિંદ્રા લેવા વીનવે છે, પણ એ રામ તો એના એ! હૃદયનો રંગ એમ કંઈ છૂટે ? વર્ધમાન વળી કોઈ ઊંડી અંતરગુફામાં પ્રવેશી જાય છે.

યશોદા એમને ઢંઢોળે છે. વર્ધમાન સાવધ થતાં કહે છે :

'યશોદા! પાણી હોત તો રોકી લેત, જુવાની રોકી રોકાતી નથી.

'જરા ને મૃત્યુ એના દ્વાર પર ખડાં છે.
'આજે ખીલેલું ફૂલ કાલ સુધી નહિ રહે.

વર્ધમાન વળી વિચારમગ્ન બની જાય છે. યશોદા મહાન પતિની મહાન મનોભૂમિકાને સમજનારી છે. પતિ જમતા નથી, પત્ની જમતી નથી. પતિ અંગરાગને અડતા નથી, પત્ની એને જોવા પણ ઇચ્છતી નથી.

પતિ રાજવૈભવથી વિમુખ રહે છે, યશોદા સાધ્વીભાવ સેવે છે. એ મહાન નારી આત્મવિલોપનનુ વ્રત લઈ બેઠી છે.

વર્ધમાન પત્નીના ચંદ્ર જેવા મુખને મ્લાન થયેલું જોઈ કહે છે. 'યશોદા! સંસાર સમુદ્ર છે, શરીર નાવ છે, આત્મા નાવિક છે. મહર્ષિઓ સંસારને એ નાવથી તરે છે!'

યશોદા કહે છે· 'શું તમે જગતને મૃત્યુથી તારશો?'

વર્ધમાનકુમાર જવાબ વાળે છે:

'જરૂર! મૃત્યુનો જ છેદ ઉડાવી દઈશ!

'અજ્ઞાની જીવો પળે પળે મરે છે,

'જ્ઞાની જીવો એક જ વાર મરે છે.

'મે મૃત્યુના મારણનો માર્ગ શોધ્યો છે.

'મૃત્યુ મરી ગયુ, પછી કોણ મરશે?'

યશોદા કહે છે· 'એ શી રીતે થશે? મૃત્યુને કોણ મારી શક્યું છે?'

'મૃત્યુ ધર્મથી મરે છે!'

યશોદાનું મન તૃપ્તિ પામે છે. એ કહે છે· 'નાથ! તમારુ સુખ જગતના સુખમા છે, મારુ સુખ તમારા સુખમા છે!'

[૧૨]

## બંધુપ્રેમ

એ વખતના પરાક્રમી પુરુષો સાથરે સૂઈ દેહ ન તજતા; જીવનના બધા ધર્મ અદા થઈ જાય ત્યારે હાથે કરીને મોતની સજ્જા પાથરતા.

એ સહુની વિદાય માગતાં, સહુની સાથે ખમતખમેયા કરી લેતા, ને પછી અનશન કરી શાંતિપૂર્વક પ્રાણત્યાગ કરતા.

આ મૃત્યુ માંગલિક લેખાતું. શોકના શબ્દો ત્યાં બોલાતા નહિ; મિથ્યા માયાનાં ઘમ્મરવલોણાં ત્યાં ઘૂમતાં નહિ.

આ જીવનક્રમને અનુસરીને રાજા સિદ્ધાર્થ ને રાણી ત્રિશલાએ એક દહાડો પ્રસ્થાનની સર્વ તૈયારીઓ કરી; સ્નેહી જનોની વિદાય લીધી; પુત્ર–પરિવારને અંતિમ ઉપદેશ આપ્યો, સહુને આવનારા મૃત્યુ માટે શોક ન કરવા કહ્યું, ને પછી અનશન આદરી બેસી ગયાં· ન ખાવું, ન



નેત્રોમાં નિજ બંધુનાં, જોઈ શોકના નીર,
આજ્ઞા શીશ ચડાવતા, વિનમ્રભાવે વીર

પીવું, માત્ર ઇષ્ટ નામનો ઉચ્ચાર કરવો—જય પ્રભુ પાર્શ્વ !

પ્રભાતકાળે ખીલેલી બે સોનેરી વાદળીઓ, સૂર્યના આવવાની સાથે જેમ અદૃશ્ય થાય એમ, એ મહાન દંપતી, પાછળ લીલી વાડી મૂકીને ચાલ્યાં ગયાં.

થોડાએક દિવસો શોકમાં ગયા.

વર્ધમાન સંસારી સંબંધોની દૃષ્ટિએ ખૂબ ભાગ્યશાળી હતા. આદર્શ પિતા–માતા, પતિનિષ્ઠ પત્ની ને રામને મળ્યા એવા–ભરત જેવા–ભાઈ નંદિવર્ધન એમને મળ્યા હતા. લોકો માનતા કે સંસારમાં દુઃખ હોય એ સાધુ થાય. વર્ધમાનને એવું દુઃખ શોધ્યુ જડતું નહોતું.

માતાપિતાનું સ્નેહબંધન આજે છૂટી ગયુ. અઠ્ઠાવીસ વર્ષની વય થઈ! વર્ધમાન હવે વિદાયની તૈયારીઓ કરવા લાગ્યા. ત્યાં ઉદાસ ને શોકભર્યા ચહેરે મોટાભાઈ નંદિવર્ધન આવ્યા. માથે મુગટ નથી, હાથમાં રાજદંડ નથી. અડવાણે પગે છે.

રાજકાજમાં ભૂડામાં ભૂડું વેર ભાઈ–ભાઈ વચ્ચે હોય છે. એક મિલકતના બે ભાગીદારો એકબીજાનો નાશ જ વાંછે : એક ઓછો થાય તો બીજાને સદ્ભાગ્ય વરે !

સહુ કહે છે : વર્ધમાન પણ એક દહાડો વૈશાલીના નવસો નવ્વાણુ રાજાઓમાં અદકેરુ સ્થાન પામશે. વળી

વૈશાલીના રાજા ચેટકનો એ વધુ લાડકો ભાણેજ છે, એ સંબંધ-દાવે પણ અનેકગણી શકયતાઓ એને માટે રહેલી છે!

મોટાભાઈ નંદિવર્ધન ગુણવાળા વડીલ બંધુ છે. પોતે મોટા છે, પણ મોટાઈ નથી. વર્ધમાન નાના છે; પણ નાનાઈની ભાવના નથી. મોટાભાઈના એમના પર ચાર હાથ છે. નાનાભાઈને પૂછ્યા વિના એ પાણી પણ પીતા નથી. એમને મન તો નાનોભાઈ શું કહે છે કે શુ કહેશે!

પણ નાનાભાઈ તો હવે જુદી તૈયારી કરવા લાગ્યા છે. તે જોઈને મોટાભાઈએ કહ્યું. 'વર્ધમાન! આ રાજશાસન તારું છે. આ રાજહકૂમત પણ તારી. બીજા આડાઅવળા વિચાર ન કરીશ.'

'મારું રાજ જુદું છે, વડીલ બંધુ!'

'એ વિષે હું કંઈ જાણવા માગું તો?' મોટાભાઈએ ઓછા ઓછા થતાં કહ્યું.

'મારુ રાજ પ્રેમ અને દયાનું છે. શક્તિ ત્યાં દાસી છે, રાણી નહિ.'

'અને રાજધર્મ?'

'ક્ષમા અને ઉદારતાનો. ત્યાં ગમે તેવા પાપીને પણ સજા નહિ, સત્કાર થાય છે. દિલ આપી દિલ જીતી લેવાનો એ ધર્મ છે.'

'અને રાજહકૂમત !'

'હકૂમત આખા વિશ્વ પર · મારા રાજમાં આ કીટ, પતંગ ને વૃક્ષ જ નહિ, પૃથ્વીની ધૂળ ને વેલીનુ ફૂલ જ નહિ, આંખે દેખાતા ને ન દેખાતા સર્વ જીવોનુ સંરક્ષણ છે !'

'તમારું શાસનસૂત્ર ?'

'શાસનસૂત્ર એક જ. પારકાના માટે તજવાનુ, પારકાના હિતમાં વર્તવાનુ, પહેલુ પારકાનુ સુખ જોવાનુ, એમાં જ પોતાનુ સુખ જોવાનુ, મારા ધર્મનગરના વાસીનો પહેલો એ નાગરિક ધર્મ.'

'તમારી ભાવના કેટલી ?'

'ચાર : મૈત્રી, પ્રમોદ, કારુણ્ય ને મધ્યસ્થતા.'

'તમારા શાસનનગરના નાગરિકોનો ધર્મ ?'

'જ્ઞાન મેળવવું. એ વિષે દર્શન (શ્રદ્ધા) મેળવવું. સયમ સેવવો. તપ આચરવું. પરાક્રમ ફોરવવું સદા ઉપયોગ રાખવો, દરેક વાતમા જાગ્રતિ રાખવી.'

'તમારા શાસનના મૂળભૂત સૂત્રો કયાં ?'

'દર્શન, જ્ઞાન ને ચારિત્ર—આ સૂત્રત્રયી. દર્શન વડે સાધક તત્ત્વની શ્રદ્ધા કેળવે, જ્ઞાન વડે તત્ત્વનુ જ્ઞાન મેળવે; અને ચારિત્ર વડે મન, વચન, કાયાને નિયમમાં રાખે.'

'ભાઈ ! તારા આકાશી રાજ્યને વંદુ છું. હું પણ

એનો નાગિરિક થવા ઇચ્છું છું. પણ મારી એક માગણી છે!'

'શી?'

'આવું અવનવું શાસનનગર વસાવો, ત્યારની વાત ત્યારે, પણ આજ તો, પ્રેમમૂર્તિ થઈને, હૃદયના જખમ પર મીઠું ન ભભરાવશો.'

'તમારો કહેવાનો અર્થ ન સમજ્યો.'

'અર્થ એટલો જ કે માતા-પિતાના વિયોગનો ઘા હજી તાજો જ છે, એમાં તમે બંધુવિયોગ કરાવી, એ ઘામાં મીઠું ભભરાવશો મા!'

'મોટાભાઈ, તમારી ઇચ્છા એ મારે મન ધર્મ-આજ્ઞા છે!'

'તો બે વર્ષ વધુ સંસારમાં રહી જાઓ!'

'જેવી આજ્ઞા. મને સંસારનો ડર નથી, મન જ મુક્તિ કે બંધનનું કારણ છે. મારું મન તો આ માળો ક્યારનો મૂકી ચૂક્યું છે!'

ભાઈ નંદિવર્ધનની ઇચ્છાને માન આપી કુમાર વર્ધમાન બે વર્ષ વધુ સંસારમાં રહ્યા.



[૧૩]

## સર્વસ્વનો ત્યાગ

જોતજોતામાં એક વર્ષ વહી ગયુ. મોટાભાઈને આપેલી અવધમાંથી અડધી તો વીતી ગઈ. વર્ધમાનને મન તો ઘર ને વન સરખાં હતાં. એ રાજમહેલમાં ઝૂંપડીના ભાવો જગાડી રહ્યા હતા

મોટાભાઈ, પત્ની, પુત્રી, સ્નેહી–સ્વજનો હવે વર્ધમાનના રાજત્યાગની વાતને આંસુથી અંજલિ આપતાં નહોતાં, આદર્શમૂર્તિના આદર્શને એ વદતા થયાં હતા

આ વખતે ધર્મતીર્થના પરમ પૂજારી દેવર્ષિઓ વર્ધમાન પાસે આવ્યા એ ધર્મતીર્થનાં ઘડિયાળાં બજાવનાર ચોકીદાર જેવા હતા. તેઓએ કહ્યુ

‘આપનો જય હો! આપ ધર્મ પ્રવર્તાવો! આપ તીર્થ પ્રવર્તાવો! સંસાર પોતાના કલ્યાણ ને સુખ માટે આપના તરફ મીટ માડી રહ્યો છે.’

યોગીની દશાને વરેલા વર્ધમાનને જાગ્રત કરવા જેવું કંઇ હતું જ નહિ, ફક્ત મોટાભાઈને આપેલી અવધ પૂરી થવાની જ એ રાહ જોતા હતા.

વર્ધમાને વિચાર્યું કે સન્યાસીને સર્વસ્વનો ત્યાગ અનિવાર્ય છે; એને સંસારમાં મારું કહેવાય તેવું કઈ ન રહેવું જોઈએ જેને પોતાનો દેહ પણ પોતાનો નથી, એને ધન કે માલ–મિલકત કેવી રીતે પોતાનાં હોઈ શકે?

રોજ પ્રાતઃકાલમાં એક પ્રહર સુધી વર્ધમાને દાન આપવા માંડયું. એક કરોડ સાઠ લાખ તો માત્ર સોનૈયા વહેંચવા માડયા!

આમ સોનું ને રૂપું આપી દીધું. આમ ધન–ધાન્ય વહેંચી દીધું. આમ દાસ–દાસીના પરિવારને છૂટો કર્યો.

પોતાનું સર્વ છાંડીને વર્ધમાન હળવાફૂલ બની ગયા.

ન જાણે બે વર્ષ, બે દિવસની જેમ, પૂરા ક્યારે થઈ ગયાં! ગૃહત્યાગની મગલ ઘડી આવી ઊભી! ન ક્યાંય રુદન છે, ન ક્યાંય હાયકારા છે. પ્રસગની ગંભીરતાને છાજે તેવાં સહુ ગંભીર છે.

વર્ધમાન એક પછી એક સહુની વિદાય લેતા આગળ વધવા લાગ્યા. મોટાભાઈને નમ્યા, બોલ્યા :

'ભાઈ, એક દિવસ સહુને જવાનું છે—આપણાં પૂજ્ય માતા–પિતા ગયાં તેમ. હું જરા વહેલો જાઉ છું. જે આખરે છોડવાનું છે, તેને વહેલું છોડું છું તેનું લેશમાત્ર દુઃખ

ન ધરશો !'

મોટાભાઈ મોહી પુરુષ હતા નાનોભાઈ જાણે એમને મોટો ભાઈ લાગ્યો એમને ઉમરની મોટાઈ ખોટી લાગી; જ્ઞાનની, બુદ્ધિની, ડહાપણની મોટાઈ એ સાચી મોટાઈ લાગી.

નદીવર્ધન મસ્તક નમાવી રહ્યા, એમનાથી કંઈ બોલી ન શકાયુ યશોદા પાસે વર્ધમાન આવ્યા. પુત્રી પ્રિયદર્શના પણ ત્યાં જ ઊભી હતી એનો પતિ રાજકુમાર જમાલિ પણ ત્યાં ઊભો હતો.

કુમાર જમાલિ આ વખતે રહી ન શક્યો. વર્ધમાન ઉપર એનો ચાહ અજબ હતો એણે કહ્યું : 'હું તમને નહિ છોડુ. જ્યાં તમે ત્યાં હુ.'

'વાર છે, ધીરજ ન ખોશો. એ પળ પણ આવશે.'

યશોદાએ નમન કરતાં કહ્યુ ·

'શરદમાં ક્ષત્રિયો પ્રવાસે, સાહસે, સંગ્રામે પરવરે છે.
'શૂરિ ક્ષત્રિયાણીઓ કુંકુમ-કેસરે તેમને વિદાય આપે છે.
'આપ જગજોદ્ધા છો. જગત જીતવા પધારો છો;
'આપનો માર્ગ સરળ હો. વિજય આપનો હો!'

વર્ધમાન આગળ વધ્યા.

માગસર મહિનાની વદ દશમનો એ સુંદર દિવસ છે.

વર્ધમાને વિજયમુહૂર્તે સ્નાન કરી, શ્વેત વસ્ત્ર ધારણ કરી, મધ્યાહ્ન સમયે પ્રસ્થાન કર્યું; રાજભવનનો પહેલી ને

છેલ્લી વાર ત્યાગ કર્યો.

ચોકમાં સેના હિલોળા લેતી હતી. સિંહદ્વાર પર રાજ-કર્મચારીઓ ને કુટુંબીઓ હારમાં ઊભાં હતાં.

બહાર ચંદ્રપ્રભા પાલખી તૈયાર હતી વર્ધમાન આવીને એમાં બેસી ગયા. સ્ત્રીઓ એમને વીંટળાઈ વળી. કોઈએ છત્ર લીધું. કોઈએ ચામર લીધા કુળમહત્તરા સફેદ વસ્ત્ર લઈને સમીપ બેઠી.

યાત્રા ચાલી. નગરીએ હૈયાના હાર બાંધ્યા, ચક્ષુનાં તોરણ રચ્યાં પૃથ્વી ને આકાશ જયજયકારથી ગાજી રહ્યાં :

'જય જય નંદા ! જય જય ભદ્દા !'

યાત્રા નગર બહાર આવી; જ્ઞાતવંશી ક્ષત્રિયોના જ્ઞાત-ખંડ નામના ઉદ્યાનમાં ઊતરી. ત્યાં આવેલા અશોકવૃક્ષ નીચે વર્ધમાન આવીને ઊભા રહ્યા.

દિવસનો ચોથો પ્રહર શરૂ થયો હતો. વર્ધમાને અલંકારો અળગા કર્યા. રણશૂર રજપૂત લોહીથી લેખ લખે એમ, એમણે પોતાની ચાર મુષ્ટિથી માથાના સુંદર લાંબા કેશ ચૂંટી કાઢ્યા, પાંચમી મુષ્ટિથી દાઢી–મૂછ અળગાં કર્યાં.

પરાક્રમી રજપૂતને પણ પાણી પિવડાવે, એવું આ પરાક્રમ હતું. અરે, આવા પરાક્રમીને શું અલભ્ય હોય ?

એમણે વસ્ત્ર અળગાં કર્યાં એ વખતે દેવરાજ ઇંદ્રે ખભા પર સુંદર એવું દેવદૂષ્ય વસ્ત્ર નાખ્યુ.

ભારે મેળો જામ્યો છે. દૃશ્ય જોયુ જાતું નથી. સહુની એક આખમા હર્ષ, બીજીમાં શોક છે. પ્રભાતે પૂનમનો ચાંદ જે રીતે અદૃશ્ય થઈ જાય, એમ વર્ધમાન ધીરે ધીરે જૂથમાંથી બહાર નીકળી ગયા એકલા, એકાકી ! ન સગી, ન સાથી !

દિવસ પર સધ્યા આવી એનાં સોનલવરણાં કિરણો સાથે વર્ધમાન વિદાય થયા એ જાય ! એ જાય ! સૌ જોઈ રહ્યા. સૌ વદી રહ્યાં એ દેખાય ! એ દેખાય !

ને વર્ધમાનની એ દેહમૂર્તિ અદૃશ્ય થઈ ગઈ. એ સાથે ભરેલા હૈયાં ખળભળી ઊઠ્યાં. ધીરજનો બંધ તૂટી ગયો. રાજા નદીવર્ધન તો મન મોકળુ કરી રડી ઊઠ્યા. તેઓનુ અતર જાણે રુદન કરતું હતું

त्वया विना वीर ! कथ व्रजामो
गृहेऽधुना शून्यवनोपमाने ?

'હે વર્ધમાન ! હે બાંધવ !

'હવે તો ઘર પણ અમારે વન જેવાં બન્યાં છે !

'તારા વિના ત્યાં કેમ પાછા ફરાશે ?'

[૧૪]

## દરિદ્ર ને દરિદ્રનારાયણ

લતાકુંજોમાં દ્રાક્ષ પાકી ગલ થઈ જાય, તે વખતે જ કાગડાની ચાંચ પાકે છે. અભાગિયા જીવોની ભાગ્યરેખા જ આવી હોય છે

બ્રાહ્મણકુંડગ્રામનો બ્રાહ્મણ સોમશર્મા આવો અભાગી જીવ હતો. બિચારો ચપટી લોટ માટે દેશદેશની ખાખ છાણતો ફર્યો, ને અહીં કુમાર વર્ધમાને દાનમાં સોના-રૂપાની રેલ વહેવરાવી દીધી !

સોમશર્મા દેશ-વિદેશની ધૂળ ફાકતો ઘણે દિવસે ઘેર પાછો આવ્યો. એને આશા હતી, કે ઘણે દિવસે ઘેર જાઉં છું, તો ભટાણી આગતા-સ્વાગતા કરશે

પણ ભાગ્ય કોનુ નામ ? ભટાણી શર્માજીને જોતાં જ ક્રોધથી ધમધમી ઊઠી. એના હાથમાં ઘેંશ હલાવવાનો ચાટવો હતો. ચાટવો ઉગામી એણે કહ્યું .

'રે બ્રાહ્મણ! વરસાદ તો મૂશળધાર વરસ્યો ને તું જવાસા જેવો કોરો ધાકોર કેમ રહ્યો?'

'રે સ્ત્રી! હું અહીંથી કયાય જાઉં એ પહેલાં તો મારુ ભાગ્ય આગળ જઈ ને ઊભુ રહે છે! શુ કરુ? ખડિયો મારો રહ્યો ખાલી, મને ચપટી કોઈએ ન આલી! પણ આ તારી વાત મને સમજાતી નથી.'

ભટાણી ગર્જના કરી ઊઠી: 'અરે ભલા માણસ! ઘરઆંગણે મોતીના મેહ વરસ્યા કુમાર વર્ધમાને સર્વસ્વનું દાન કર્યું પૂરુ એક વરસ સોનુ-રૂપું વહેચ્યુ'

'તો હજી વહેચતા જ હશે ને? આ પહોચ્યો સમજ!' બ્રાહ્મણે નીચે મૂકેલો ખડિયો ઉઠાવી ખભે મૂકવા માંડ્યો.

'શું તમારુ માથુ પહોંચશો! રે ફૂટી ગાગર! દાન-શાળા હમણાં જ છેલ્લી વાર બંધ થઈ, ને વર્ધમાન તો દીક્ષા લેવા જ્ઞાતખંડમા પણ પહોંચ્યા.' ભટાણીએ કહ્યુ.

'ચિંતા ન કર, હમણાં જ પહોંચું છુ. માગવાની હજાર તરકીબ મને આવડે છે. વર્ધમાન કુંવરના પિતાનો હું મિત્ર છું. વડીલ તરીકેના દાવે પણ બમણુ માગી લાવીશ'

સોમશર્માએ દોટ દીધી. એ ઉદ્યાનમાં જઈ પહોંચ્યો. ત્યા તો દીક્ષાની અન્તિમ વિધિ ચાલી રહી હતી. ઘડીભર એ નીરખવામાં એ મગ્ન થઈ ગયો. વર્ધમાનની મનહર મૂર્તિ જોઈ પોતાની દરિદ્રતા કે ભિક્ષા માગવાની વાત એ વીસરી ગયો.

દેવરાજ ઇન્દ્રે વર્ધમાનના ખભા પર વસ્ત્ર નાખ્યુ ને એ ચાલી નીકળ્યા. વર્ધમાનની પીઠ દેખાઈ કે સોમશર્મા સાવધ થયો. ‘ રે બ્રાહ્મણ ! તું વિચારમાં રહી ગયો ને આ મહાવીર તો ચાલતા થયા !

સોમશર્માએ ભીડને ચીરતી દોટ દીધી. એ મહાવીર પાસે પહોંચી ગયો. એમના પગમાં પડતુ મૂકીને બોલ્યો,

‘ રે વર્ધમાન ! તમારા પિતાનો પુરાણો આશ્રિત મિત્ર છુ તમારા પિતાના અવસાન સાથે, શું મારો સબંધ પણ અવસાન પામ્યો ?’

આવે વખતે, સોમશર્માની આ રીત લોકોને ન ગમી. જેણે પોતાનુ કહેવાય એવું કંઈ રાખ્યુ નથી, એની પાસે હવે શુ માંગવાનુ ? અને માગવાનું હતું, તો સવાર સુધી માગવું હતું ને ! માગ્યા મેહ વરસતા હતા ત્યારે તો !

‘ અલ્યા અભાગી ! આજ સુધી ક્યાં ઊંઘતો હતો ? આજ છેવટને ટાણે આ ફજેતા શા ?’ લોકોએ ચીડમાં કહ્યુ.

બે પળમાં તો બ્રાહ્મણ બાવડે ઝલાઈ ને બહાર ફેંકાઈ જાત, પણ એ જ પળે મહાવીરે પોતાનુ મો બ્રાહ્મણ ભણી પાછુ વાળ્યુ.

દરિદ્ર બ્રાહ્મણની આંખો સાથે, દરિદ્રોના શિરતાજની આંખો મળી. દરિદ્રને દરિદ્રનારાયણ મળ્યા. સૂરજમુખી તરફ સૂરજ જુએ, એવું આ પાવન દૃશ્ય હતું.



અભાગિયા એક વિપ્રને, આપી અર્ધું વસ્ત્ર;
સૌથી બડભાગી કર્યો, ધન્ય ધન્ય એ વસ્ત્ર!

ખરે વખતે બ્રાહ્મણ કંઈ યાચી ન શકયો, પણ મહાવીર તો અંતર્યામી હતા એમણે હાથ ઊંચો કર્યો, ખભા પર રહેલું દેવવસ્ત્ર લીધું, એના બે ભાગ કર્યા એક બ્રાહ્મણને આપ્યો, બીજો પોતાને ખભે નાખ્યો, ને એ ચાલી નીકળ્યા.

ધન્ય સોમ! ધન્ય સોમ! મેદની બોલી ઊઠી પણ સોમ તો ચૂપચાપ વસ્ત્ર લઈને ઘરભેગો થઈ ગયો વસ્ત્ર બારીક હતું, મુલાયમ હતું, કીમતી હતું

બીજે દિવસે સોમદેવ વસ્ત્ર લઈને તૂણનાર પાસે પહોંચ્યો તૂણનાર વૈશાલીનો કુશળ વસ્ત્ર-પરીક્ષક હતો એણે વસ્ત્ર જોતાની સાથે કહ્યુ 'ભૂદેવ! માલ તો ખરેખરો મારી લાવ્યા છો! આ વસ્ત્ર તો દેવતાઈ છે ભલા કયાથી લાવ્યા?'

સોમશર્માએ બધી વાત વિગતથી કહી

તૂણનાર બોલ્યો · 'પૂરી એક લાખ સોના મહોરનુ કપડુ છે!'

'એક લાખ સોનામહોર!' બ્રાહ્મણનુ મોં ફાટ્યુ રહ્યું.

'હા, પણ એનુ અડધિયુ લઈ આવો તો પછી તો .. એ ભટાણી ખાય ખાજા ને પહેરે હીરચીર! બ્રહ્મદેવ, આઘો કેડ!' તૂણનારે ચપટી બજાવતા કહ્યુ

આ સાંભળી સોમશર્માનુ મોં પડી ગયુ. એણે કહ્યુ . 'હવે એમની પાસે બાકી શુ રહ્યુ? હુ દરિદ્ર છુ, તો એ તો હવે દરિદ્રનાથ દરિદ્ર છે ફક્ત અડધુ વસ્ત્ર દેહ પર લટકે છે. એ માગવા જતા મારો-માગણનો પણ જીવ ચાલતો નથી.'

'અરે ભટજી! તમે કાં સમજો નહિ? જેણે હાથી આપ્યો, એને અંકુશ આપતાં શી વાર? ઝટ જાઓ; કામ ફતેહ કરીને આવો પછી આ તોલડી ને તૂંબડી દેખવાની નહિ રહે.'

સોમશર્માએ ફરી કમર કસી. ભગવાનની શોધમાં ભમતાં ભમતાં મહિનાઓ વીતી ગયા. આખરે સોમદેવને ખબર મળી કે મહાવીર નજીકમાં જ છે, દક્ષિણવાચાલા નગરીથી ઉત્તરવાચાલા નગરી તરફ જઈ રહ્યા છે. સોમશર્માએ પગ જોરમાં ઉપાડયો. જોતજોતામાં એ ત્યાં જઈ પહોંચ્યો.

સુવર્ણવાલુકા નદી ત્યા મધુર ગાન કરતી વહેતી હતી. પાસે વહેતી એની નાની બેનડી જેવી રૂપ્યવાલુકાને એ ભેટવા જતી હતી. તટ પર ગાયો ચારતા ગોવાળોની મધુર બંસીના સૂરો ગુંજી રહ્યા હતા.

મહાવીર ત્યાંથી પસાર થઈ રહ્યા હતા. એમના ખભા પર પેલું અડધું દેવદૂષ્ય પડેલું હતું. સોમશર્માના અંતરમાં એ જોઈને આનંદ આનંદ થઈ રહ્યો

એ આગળ વધ્યો કપડું કેવી રીતે માગવું એનો વિચાર કરતો હતો, ત્યાં પવનનો એક ઝપાટો આવ્યો. પવને મહાવીરના ખભે રહેલા વસ્ત્રને ઉડાવ્યુ; વસ્ત્ર ઊડીને એક કાંટાળા ઝાડ સાથે ભરાઈ ગયુ

આગળ વધતા મહાવીરે એક નજર પાછળ નાખી. એક નજરમા જ એમણે સોમશર્માને કાંટાળા ઝાડ પરથી વસ્ત્ર લેતો

નીરખ્યો, નીરખીને મો ફેરવી લીધું, ને એ તો આગળ વધી ગયા.

એ નજરમા પશુને માનવ બનાવે તેવું જાદુ હતું. સોમશર્મા ઘડીભર એ નજરના સ્પર્શથી ઢીલો પડી ગયો. એને પોતાનો લોભ અકારો લાગ્યો લાખ સોનામહોરો એને ધૂળ–માટી જેવી લાગી.

કપડું લઈને બ્રાહ્મણ ઘેર આવ્યો, પણ સાવ બદલાઈ ગયો.

લોકો કહેવા લાગ્યા કે આ લોઢાને કોઈ પારસમણિ અડ્યો!



# [૧૫]

## એકલો જાને રે!

સંસારત્યાગની પહેલા દિવસની સંધ્યા ઢળી. નવલખ તારાઓ આકાશમાં ચમકવા લાગ્યા. કુમારગામની બહાર રાત્રે મહાવીર કાઉસગ્ગ કરી ઊભા રહ્યા.

વગડો છે એકાંત છે. તમરા તંબૂર બજાવે છે ઘુવડ ગીત ગાય છે. ચીબરી તાન પૂરે છે. પણ મહાવીર તો બહારની દુનિયા વીસરી અંતરની દુનિયામાં ઊતરી ગયા છે.

એ વખતે એક ગોવાળ ઉતાવળો ઉતાવળો આવ્યો. ખેતર ખેડતાં દહાડો આથમી ગયો હતો, ને એને ઘેર ગાયો દોહવાની વેળા વીતી જતી હતી. ગોવાળની પાસે બે બળદ હતા. એણે વિચાર્યું કે ગાય દોહીને ચપટી વગાડતાંમાં પાછો આવ્યો સમજો આ બળદને સાથે શુ કામ લઈ જાઉ ?

ગોવાળે જોયુ કે બાજુમાં કોઈ ભલો માણસ ઊભો છે, સુજન દેખાય છે એ જરૂર મારું કામ કરશે એણે પોતાના

બે બળદ મહાવીરની પાસે મૂકતાં કહ્યુ : 'ભાઈ! જરા આ બળદ પર નજર રાખજો! અબઘડી આવું છુ'

ગોવાળ મોટી ડાંફો ભરતો ચાલ્યો ગયો ભૂખ્યા બળદ પણ ભોજનની આશાએ હરિયાળા વન તરફ ચાલ્યા ગયા. મહાવીર તો અતરની દુનિયામા ખૂબ આઘે ચાલ્યા ગયા હતા.

મધરાત થતા થતાં ગોવાળ ગામમાથી પાછો આવ્યો. આવતાંની સાથે એણે બળદ શોધ્યા. બળદ ત્યા નહોતા.

એણે મહાવીરને પ્રશ્ન કર્યો. 'દેવાર્ય! મારા બળદ કયા ગયા તે આપ જાણો છો?'

પણ ધ્યાનમગ્ન મહાવીર કઈ પણ બોલે એમ કર્યાં હતા? એમણે જવાબ ન વાળ્યો

ગોવાળને લાગ્યુ કે આ માણસ સાથે રકઝક કરવી નકામી છે એમાં સમય વીતી જાય, ને બળદ કયાંના કયા ચાલ્યા જાય. એ બળદની શોધમાં ચાલી નીકળ્યો. આખી રાત આ શેઢથી પેલે શેઢે, આ સીમથી પેલી સીમ એ ઘૂમ્યો. પગે કાંટા વાગ્યા. એક વાર તો સાપની ભોણ પર પગ પડયો! પડતો-આખડતો બેચાર વાડ માડ બચ્યો, હેરાન હેરાન થઈ ગયો; પણ બળદનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો આકાશમાં પ્રભાતી તારા ઝબૂકવા લાગ્યા. નિષ્ફળ ગોવાળ ગામ તરફ પાછો ફર્યો, જતાં જતાં મહાવીર ઊભા હતા ત્યાં આવ્યો.



ગોપાલક અજ્ઞાનથી, મારે પ્રભુને માર;
વીર ચળે નહીં ધ્યાનથી, ધરે ન ખાર લગાર.

એટલો કાંટા પર પણ છે. પૃથ્વીનાં અર્ધાં યુદ્ધ ને ઝગડા તો ગેરસમજમાંથી જન્મ્યાં છે. કોઈ કોઈને સમજવા મહેનત લેતું નથી.'

દેવરાજ ઇંદ્રે કહ્યું 'ભગવંત, બાર વર્ષ સુધીનો આપનો અરણ્યવાસ અનેક વિપદાઓ લાવશે. મને આપની સહાય માટે આપની સમીપમા રહેવાની અનુમતિ આપો !'

ભગવાન હસીને બોલ્યા 'આત્માનો માર્ગ એકાકીનો જ છે. અંતર શત્રુનો નાશ કરવા નીકળનાર અરિહંતો કદી કોઈની સહાય સ્વીકારતા નથી.'

'પ્રભુ ! ઠીક કહું છું, મારી સહાય સ્વીકારો !'

'દેવરાજ ! આટલુ નોંધી લો, કે કોઈ પણ લોકનાયકની મુક્તિ એના પોતાના ઉદ્યમ, બલ અને પરાક્રમમા જ રહેલી છે.'

પણ દેવરાજ ઇંદ્રનુ મન કેમ માને ?

ને મહાવીર પારકી સહાય પણ કેમ સ્વીકારે ?

એમણે તો સંક્ષેપમાં સમજાવ્યુ કે જે દુનિયાના દુઃખથી ભાગે, એ દુનિયાનાં દુઃખ શી રીતે વિદારી શકે ? સહુ સહુના ધર્મ અદા કરે.

પ્રભાતકાળે મહાવીર પાછા કોલ્લાક ગામ આવ્યા. એ બે દિવસના ઉપવાસી હતા.

બહુલ નામના બ્રાહ્મણે પ્રીતિથી કાંસાના તાંસળામાં ખીર આપી. મહાવીર એ આરોગી ત્યાંથી ચાલી નીકળ્યા.



[૧૬]

# કોની ઝૂંપડી, બાબા ?

**પંખીની** જેમ પરિભ્રમણ કરતા મહાવીર મોરાક સન્નિવેશમાં આવ્યા. અહીં દુઇજ્જંત તાપસનો આશ્રમ આવેલો હતો. આશ્રમ ગોચરોને કાંઠે એક સુંદર ઝરણાને તીરે હતો. આ તાપસ મહાવીરના પિતાનો મિત્ર હતો. એણે દૂરથી મહાવીરને નીરખ્યા : અરે, એક રાજકુમારની આ દશા! દેહ પર વસ્ત્ર પણ નથી, તો આભૂષણ તો ક્યાંથી હોય ? પગમાં ઉપાનહ નથી, માથે છત્ર નથી, બાયે બાજુ બંધ નથી. સૂર્ય માથા પગ તપે છે. વાયુએ દેહને રજભર્યો બનાવ્યો છે.

કુલપતિ તાપસ મહાવીરને પ્રેમથી ભેટવા દોડ્યો. મહાવીર તો પ્રેમનો અવતાર હતા. બે હાથ પહોળા કરી એને ભેટ્યા. તાપસે કહ્યું : 'કુમાર! રાત અહીં રહો !'

મહાવીર રાત રહ્યા; પ્રભાતે ઊઠીને આગળ ચાલ્યા.

વિદાય વેળાએ કુલપતિ તાપસે પ્રેમભરી ભાષામાં કહ્યું :

'રાજકુમાર! આઠ મહિનાની વાત નથી કરતો એમ તો આ આશ્રમ તમારો જ સમજજો પણ ચોમાસાના ચાર માસ માટે મારી વિનતિ છે ચાર માસ અહીં રહો, ને આ પવિત્ર એકાતમા તમારા ધ્યાન, તપ અને સયમને વિસ્તારો!'

મહાવીરે એ પ્રેમ-નિમત્રણની નોંધ લીધી ને આગળ વધ્યા દિવસો તપવા લાગ્યા રાત્રિઓ ગરમ શ્વાસ છોડવા લાગી.

મહાવીરના દેહ પર દીક્ષા લેતી વખતના ઉત્તમ પ્રકારનાં અત્તર ને ચદન મહેકતા હતા એ અત્તર ને ચદન એટલાં ઉત્તમ પ્રકારના હતા, કે ભમરાઓનાં ટોળાં મહાવીરના સુવર્ણવર્ણી દેહને ફૂલબાગ સમજી, એના પર તૂટી પડતાં, અગે અગે તીણા દશ દેતાં કાળી બળતરા ચાલતી. પણ મહાવીર કોનુ નામ! મોમાથી ઉહકારો પણ નહિ.

પરિભ્રમણ કરતા ચોમાસુ બેસી ગયુ. મહાવીરને મોરાક આશ્રમના કુલપતિનુ નિમત્રણ યાદ આવ્યુ વરસાદના ચાર મહિના ગાળવા મહાવીર એ આશ્રમમાં આવીને રહ્યા.

આશ્રમના કુળપતિએ પ્રેમથી પર્ણકુટી બાધી આપી.

મહાવીર ત્યા જ્ઞાન-ધ્યાનમાં રત બની ગયા.

વરસાદ પડવો શરૂ થયો હતો, પણ હજી ઘાસ ઊગ્યાં નહોતા. ભૂખી ગાયો ચારા માટે ઠેર ઠેર ભટકતી હતી. પર્ણ-કુટીઓ જોઈ, એ ત્યાં આવી પહોંચી તાજા ઘાસના પૂળાની

એ બનાવેલી હતી. પણ જેવી ગાયો ત્યાં આવી કે તાપસો લાકડીઓ લઈ બહાર નીકળી પડ્યા. ગાયોને હાંકી કાઢી.

મહાવીર જે ઝૂંપડીમા ધ્યાન કરવા બેસતા, એની એ જરા પણ દરકાર ન રાખતા. ગાયો આવીને એ ઝૂંપડીનુ ઘાસ ખાવા લાગતી. એમની આંખ સામે ગાયો ઘાસ ખાતી, ને મહાવીર 'હચડ' એટલુ ય ન બોલતા!

બાજુમાં રહેતા પરગજુ તાપસો આવે વખતે કંઈ પોતાનું જ સભાળીને થોડા બેસી રહે? તેઓ દોડીને ગાયોને હાંકી કાઢતા. આવું થોડા દહાડા ચાલ્યું, પણ પછી તો તાપસોની ભાવના મોળી પડી. તેઓ કહેવા લાગ્યા કે મહાવીર તો એવી રીતે રહે છે, કે એમને અને ઝૂંપડીને જાણે કંઈ સબધ નથી. તાપસો કંટાળ્યા, ને એમણે છેવટે કુલપતિને ફરિયાદ કરી.

કુલપતિને મહાવીર તરફ પક્ષપાત હતો. એણે મીઠાશથી મહાવીરને ઠપકો આપ્યો, સાથે સૂચના આપી.

બીજે દિવસે મહાવીર તપ કરવા બેઠા, ને ગાયો આવી. પણ અહીં તો બોલે એ બીજા. તાપસો દોડયા ને ગાયોને હાંકી કાઢી સાથે સાથે કુલપતિને વિશેષ ફરિયાદ કરી.

કુલપતિએ આ વખતે જરા ચિડાઈને કહ્યુ: 'કુમાર! પંખી પણ પોતાનો માળો સાચવે, તો તમે તો માણસ છો; તમારી ઝૂંપડીની તમારે દરકાર રાખવી ઘટે.'

'કોની ઝૂપડી, બાબા?' 'તમારી.'

'મારી? મારે વળી ઝૂપડી જ ક્યાં છે?'

'તમે ક્યા રહો છો?'

'હુ અનગાર છુ મારે ઘર નથી. પછી રહેવાનુ કેવું?'

'અરે, આવી વાતો છોડી દો તમે જે ઝૂપડીમાં રહો છો, એની રક્ષા કરવી તમારી ફરજ છે'

'અરે! જે ઝૂપડીમા આ અમૂલખ આત્મા રહે છે, એની જ આળપપાળ છોડી છે, તો વળી આ ઘાસફૂસની ઝૂપડીની સારસંભાળ ક્યા કરુ? કેવી રીતે કરુ?'

તાપસને મહાવીરના આ બોલમાં જનક વિદેહીના શબ્દોના પડઘા સંભળાયા 'મિથિલા બળે એમાં મારું શું બળે?'

કુલપતિ મૂગો મૂગો પાછો ફર્યો

પણ તાપસો હવે છૂટે મોંએ ટીકા કરવા લાગ્યા 'અરે, આવા અકૃતજ્ઞ, ઉદાસી ને આળસુ પડોસીથી સર્યું!'

મહાવીરને એ અપ્રીતિની તરત ભાળ પડી ગઈ વર્ષા ઋતુનું એક પખવાડિયુ પસાર થયુ હતું, માથે કાળાં વાદળ ગડેડાટ કરતાં હતાં, મહાવીરે ત્યાં ને ત્યાં પાંચ સંકલ્પ કર્યા.

૧ અપ્રીતિ થાય તેવા સ્થળે ન રહેવું ૨ ધ્યાનને અનુકૂલ જ જગા શોધવી ૩ પ્રાયઃ મૌન રહેવુ ૪ હાથમાં જ–કરપાત્રથી ખાવું ૫. ગૃહસ્થની ખુશામત ન કરવી

આ પાંચ સંકલ્પ સાથે મહાવીર તરત ત્યાંથી ચાલી નીકળ્યા.



# [૧૭]

## વેરનું ઓસડ વેર નહીં

દિવસ ભેંકાર છે ધરતી સૂની છે. વન વંટોળિયા લાવે છે. ખીજડાના પાન ખખડે છે. મહાવીર આગળ વધે છે.

ગામડું ગામ છે, પણ સ્મશાનભૂમિ જેવું છે. અડધાં ઘર ખંડેર છે, અડધાં ઉજ્જડ છે. અડધાં જીવતાં મરેલા છે. હાડપિંજરો ચારેતરફ વેરાયેલા છે. આ કારણે લોકો એને 'અસ્થિકગામ' કહે છે.

અસ્થિકગામનું એ પાદર છે. કાદવ–કીચડથી મેલી થયેલી કાળી કાળી નદી વહે છે. એને કાંઠે યક્ષનુ મંદિર છે.

મહાવીર પ્રવાસ કરતા ત્યાં આવ્યા. સંધ્યાની રૂંઝકુઓ વળી છે. મંદિરની બહાર પૂજારી ઇંદ્રશર્મા બેઠો છે. તેજસ્વી માનવ–મૂર્તિ જોઈને ઊભો થઈ એ પૂછે છે.

'કેમ અત્રે પધારવું થયુ?'

'મારે અહીં રહેવું છે'

'આ મંદિરમાં રહેવું મુશ્કેલ છે. આ મંદિરનો દેવ ભારે ખેપી છે એનુ નામ શૂલપાણિ! એ માણસને જીવતું મૂકતો નથી!'

'પણ મારે તો ફક્ત એક રાત જ રહેવું છે મંદિરનો એક ખૂણો જ ઘણો થશે મને,' મહાવીરે કહ્યું.

'રાતની તો વળી વિશેષ મુશ્કેલી છે. દિવસે તો એ કંઈ ન પણ કરે, પણ રાત તો અહીં કોઈ રહી શકયુ નથી. અને રાતવાસો રહેલુ બીજો દિવસ કદી જોઈ શકતું નથી.'

'કોણ છે એ શૂલપાણિ?'

'વાત તો સાવ નાની છે. ધનદેવ નામનો એક વ્યવહારિયો પોતાના કરિયાણાનાં પાચસો ગાડા લઈ ને એક વખત અહીંથી નીકળેલો આ કાદવ-કીચડવાળી વેગવતી નદીમાં એના ગાડાં એવાં ફસાઈ ગયા કે કેમેય ન નીકળે!

'ધનદેવ સાથે એક બળવાન બળદ જગમાં એની બીજી જોડ ન જડે. ધનદેવે એ બળદને આગળ જોડયો પાછળ બીજા બધા બળદ ને આગળ એ એકલો એણે પાંચસોયે ગાડાં કાદવમાંથી હેમખેમ પાર ઉતાર્યાં પણ એ પોતે તૂટી ગયો, લોહી ઓકતો જમીન પર ફસકાઈ પડયો! ન ઊભું થવાય, ન હલાય-ચલાય!

'ધનદેવને એ બળદ પર ઘણો પ્યાર હતો, એના ધંધાનું

એ સાચું સાધન હતો, પણ એને માટે રોકાવું શક્ય નહોતું. એ ગામલોક પાસે આવ્યો. સહુને આજીજી કરીને એણે કહ્યું, ' માગો તેટલું ધન આપું, પણ આ બળદને જાળવજો ! આજ મારી બીજી બાંહ્ય તૂટી ગઈ છે, પણ લાચાર છું. ગાડાંમાં કરિયાણાં ભર્યાં છે, ને આકાશમાં વાદળ ઘેરાવા લાગ્યાં છે.'

' ગામલોકોએ એ બળદને સાચવવાની હા ભણી. ધનદેવે મોંમાગ્યુ ધન આપ્યુ. પછી ધનદેવ એ બળદ પાસે ગયો, એને પંપાળ્યો, આખા શરીરે હાથ ફેરવ્યો. અબોલ જીવ પણ પ્રેમને પરખે છે. બળદે પોતાના શીંગડાં ધનદેવના શરીર સાથે ઘસી પોતાનો પ્રેમ પ્રગટ કર્યો.

' આખરે ધનદેવ આંખમાં આસુ સાથે વિદાય થયો; પણ ગામલોક ગરજુ નીકળ્યુ. ધન લીધું, પણ બળદની સારવારમાં કોઈએ મન ન દીધું. આજ ચારો નીર્યો, તો કાલ નહિ ! પાણી આજે પિવડાવ્યું, તો બે દહાડા વળી કંઈ નહિ. છાયોઓછાયો થોડા દહાડા કર્યો, પછી રામ તારી માયા !

' ઉનાળો આવ્યો, કાળો ઉનાળો ! વનનાં મૃગલાં ફાટી પડે એવો ઉનાળો ! બળદ પડ્યો તરફડે છે, પણ કોઈ માથે છાયોઓછાયોય કરતું નથી, પછી પાણી ને ખડ કોણ નીરે ? આ તો સબ મતલબકી બાજી જેવું થયુ !

' બળદ પાણી ને ખડ વિના બોકાસાં નાખતો મરી ગયો; મરીને થયો વ્યંતર પછી તો એણે ગામની ખબર લેવા માંડી.

કોઈકની હાલતાં–ચાલતાં બોબડી બંધ થઈ જાય કોઈકની વળી ડાકલી ફાટી રહે સ્ત્રીઓ ને બાળકોને માથે તો રામકહાણી વીતી ગામમાં મરેલા માણસને ઉપાડનાર પણ ઓછા થયા. ચારેતરફ હાડપિંજરો નજરે પડે બધા તોબા પોકારી ઊઠયા.

'આખરે એને રીઝવવા ગામલોકોએ ભેગા થઈ આ મંદિર બાંધ્યું ઠીક ઠીક ખર્ચ કરી એ દેવને અહીં બેસાડયો પૂજા, આરતી, ભોગ, નૈવેદ્ય ધરવા માંડયા મને અહીંનો પૂજારી નીમ્યો. આમ જીવતાં જેને જાણ્યો નહિ, એના મૂએ માનપાન શરૂ થયાં છતાં આ યક્ષનો મિજાજ ભારે ખરાબ છે. વાત વાતમાં એને ફૂડું પડે છે. દિવસની વાત તો ઠીક, પણ રાતે તો અહીં કોઈ ઠેરી શકતુ નથી.' પૂજારી ઇંદ્રશર્માએ વાત પૂરી કરી.

મહાવીર બોલ્યા . 'આ બધાં તો ભાવનાનાં ભૂત છે મને એક રાત માટે અહીં રહેવાની અનુમતિ આપો !'

'આટલો ભય છે, છતા ?'

'હું અભય છુ, કોઈથી બીતો નથી, કોઈને બિવરાવતો પણ નથી. તમે નિશ્ચિંત થઈને અનુમતિ આપો !'

'અનુમતિ આપવામાં અમારું શું જાય છે ? પણ હે રાજસંન્યાસી ! તમારુ રૂપ, તમારુ તેજ, આવી ભરી ભરી જુવાની જોઈને અમને દયા આવે છે !'

પણ મહાવીર મક્કમ નીકળ્યા. ગામલોકોએ અનુમતિ આપી. મહાવીર એ મંદિરમાં જ રાતવાસો રહ્યા.

અંધારું થતાથતાંમાં તો મંદિરનો પૂજારી બારણાં બંધ કરી ચાલ્યો ગયો અભયમૂર્તિ મહાવીર એક ખૂણામાં પલાંઠી વાળી બેસી ગયા. રાત ઊગી થોડીવારમાં રૂવાં ખડા કરે તેવી ડાકલી વાગવા લાગી. પ્રાણ પોકોથી ઘોર રાત વધુ ઘોર બની. હૈયુ ફાટી જાય તેવું વાતાવરણ જામ્યું.

એકાએક કાળજું કંપાવે તેવું ભયંકર હાસ્ય સંભળાયુ. મંદિરના પથરા પણ એથી ખળભળી ઊઠ્યા, પણ મહાવીરના એક રૂવાડામાય કંપ ન થયો.

ત્યાં તો કોઈ જંગલી હાથી બારણુ તોડીને અંદર પેઠો—સીધો મહાવીર પર ! એણે મહાવીરને સૂંઢમાં પકડ્યા, ઉપાડ્યા, ઊંચે ઉલાળ્યા, પછાડ્યા અને પગ નીચે ચગદી નાખ્યા! મહાવીર તો અડોલ બેઠા છે. જાણે એ વિચારે છે ભલે ચગદી લે! દેહને મૃત્યુ છે; આત્મા તો અમર છે. હાથી થોડી વારમાં અલોપ. એને ઠેકાણે મોટા મોટા નખ ને દાંતવાળો પિશાચ આવ્યો. એણે તો નખથી મહાવીરનુ માંસ તોડીતોડીને દાંતથી ચાવવા માંડ્યુ! માનવીના માંસની જાણે મિજબાની માંડી! પણ મહાવીરના મુખ પર તો એ જ શાન્તિ છે.

પિશાચ પણ અલોપ થઈ ગયો. વાહ રે માયાનગરી! ત્યા તો એકાએક નીચેની ભૂમિમાંથી, પાતાળ ફોડીને આવતા શેષનાગના અવતાર જેવો, વિષધર સાપ નીકળી આવ્યો.



ભેકાર રૂપોથી રાતભર, ડરાવતો એક યક્ષ,
મેરુ સમ અવિચળ રહ્યા વીર ધ્યાનમાં દક્ષ.

ભયંકર ફુત્કાર કરતો એ ધસ્યો, ધસીને મહાવીરના દેહ પર ડંખ પર ડંખ મારવા લાગ્યો. મહાવીર તો જેમ બેઠા છે એમ જ બેઠા છે—જળમાં કમળની જેમ

એકાએક સર્પ અલોપ થયો. પણ ત્યાં તો જાણે કોઈ જડબાંને જોરથી પકડીને સાણસીથી દાંત ખેંચતું હોય, તેવો અનુભવ થયો. થોડી વારમાં કોઈ નાક દબાવતુ લાગ્યુ, તો કોઈ છરીથી નખ ખોતરતુ ભાસ્યુ.

આખી રાત આવા ભયંકર વીતકો સાથે વીતી, પણ મહાવીર તો મહા–વીર નીકળ્યા આખરે પેલો વ્યંતર આવીને એમના ચરણમાં પડ્યો, બોલ્યો : 'મને ક્ષમા આપો!'

'ક્ષમા તો વેરીને હોય! તું તો કસોટી કરનારો મિત્ર છે!'

'હું મિત્ર? અને તે તમારો?'

'હા, ભલાભાઈ! તુ મારો શુ, જગ આખાનો મિત્ર થઈ શકે છે. માત્ર માર્ગ ભૂલ્યો છે તે તારા વેરનુ ઓસડ વેરમાં જોયુ છે. એમ ન કર એ ઓસડ તું પ્રેમમાં જો, ક્ષમામાં જો! તને ચિર શાંતિ મળશે'

ઊની ધરતી પર મેઘ વરસે, એમ એ શબ્દો વરસ્યા. વ્યંતર થોડી વારમાં નમ્ર બની ગયો. નમ્ર બનતાંની સાથે એનુ ભડભડતું હૈયુ શાંત થયુ. વ્યંતર થોડી વારમાં આનંદમાં આવી ગયો, મીઠું મીઠું ગીત ગુંજવા લાગ્યો.



[૧૮]

## અચ્છાબાબા ને ખોટાબાબા

મોરાક ગામ હલકયું છે. સહુ કહે છે: 'હાલો, હાલો, જોશીડા આવ્યા છે. અગમનિગમનો ભેદ ભાખે છે. થયેલુ અને થવાનું સઘળુ કહે છે. ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળને દીવા જેવા દેખે છે.'

કોઈ કહે · 'એ તંત્ર જાણે છે, મંત્ર જાણે છે ને યંત્ર પણ બનાવી જાણે છે. રિદ્ધિની રાખડિયું ને સિદ્ધિની આખડિયુ આપે છે' વળી કોઈ કહે છે: 'એ નિર્ધનિયાંને ધન આપે છે; વાંઝિયાને પુતર આપે છે; મનની વાંછા પૂરી કરે છે. એના બોલે સૌ સારાં વાનાં થાય છે.'

જોશીનું નામ અચ્છંદક. લોક એને અચ્છાબાબા કહીને ઓળખે છે.

અચ્છાબાબા કાશી–બનારસનો ભણેલો છે, વિદ્યાનો

જાણકાર છે. પણ વિદ્યા કુપાત્રે પડેલી છે. સિંહણના દૂધ જેવી ઊંચી વિદ્યા માટીના તુચ્છ પાત્રમા ભરેલી છે. પછી એ ક્યાથી જરે ? શાસ્તર તો સાચુ, પણ એનો ભાખનાર જૂઠો વિદ્યાનો વેપાર કરે !

ભારે ધુતારો ! દુનિયા તો લોભી છે હરામનુ મળે ત્યાં સુધી હલાલનુ ન ખાય ! આમ દુનિયામા લોભિયા હોય ત્યા સુધી ધુતારા રહેવાના જ—ગંદકી હોય ત્યા માખી રહે તેમ !

આ અચ્છાબાબા એવો ધુતારો જોશી હતો દહાડે જોશ જુએ ને રાતે લુચ્ચાઈ–લબાડી કરે ! ભરવાડના નેસમા પેસી નાનાં બકરાં–ગાડરા ચોરી લાવે, ને રાંધીને ખાય !

અરધી રાતે એ કલાલનુ ઘર ઉઘડાવે, દારૂ કઢાવે, દારૂ ઢીંચીને ઉંદરની જેમ ડોલતો ફરે, ન કરવાના ધંધા કરે ! ને દહાડે જુઓ તો ગપત ગંગા ને શાણી સીતા !

મહાવીર આ ગામમા આવ્યા એમના અંતરમાં તો જ્ઞાનના, વૈરાગ્યના, ત્યાગના દીવડા ઝાકઝમાળ બળે

એમણે અચ્છાબાબા (અચ્છંદક)ને જોયો, એનુ ડીંડવાણું જોયુ. એમણે અચ્છાબાબાને આ પાપના પાટલા ઉપાડી લેવા કહ્યુ. પણ એ તે કંઈ માને ? આવો ધીકતો ધંધો કોણ સમેટે ?

ઊલટુ એણે મહાવીરને કહ્યુ 'અલ્યા ભાઈ ! અધ–અર્ધ–અડધોઅડધ ભાગ તારો ! મેં બધુ જમાવ્યુ છે. તુંય આ જમણમાં જોડાઈ જા !'

મહાવીર કહે . ‘ના, ના, એ તો પાખંડનુ કામ !’

પછી એમણે ત્યાં આવતા લોકોને ચેતવ્યા પણ અચ્છાબાબાની માયાજાળ એવી હતી કે લોકો ન સમજ્યા. એ તો લોભિયા–ધુતારાની જોડ હતી ને !

મહાવીરે વિચાર કર્યો કે ભેસ આગળ ભાગવત ગાવું ઠીક નથી મૂરખાઓને એમની રીતે સમજાવવા જોઈએ !

એમણે લોકોને હાક પાડીને કહ્યુ : ‘અરે ભોળા લોકો ! અચ્છાબાબા તો મારો ચેલો થવા લાયક છે. હું પાતાળમાં પડેલું ધન જોઈ શકુ છું; આકાશમા રહેલા દેવદેવીને જોઈ શકુ છુ; સાત સાગર ને નવ દ્વીપની નગરચર્ચા અહીં બેઠો કરી શકુ છુ. આવો આવો ! ને તમારા કિસ્મતના ભેદ જાણો !’

એક ખેડૂત આવ્યો. એણે કહ્યુ : ‘મોટા મહાત્મા હો તો કહો કે કાલે મેં શું ખાધું’તું’

‘કાંગનો ભાત !’ મહાવીરે કહ્યુ.

વાત સાવ સાચી. ખેડૂત ચૂપ થઈ ગયો.

બીજા કણબીએ પૂછ્યુ : ‘મોટા જોશી હો તો કહો, કે મેં સપનામા શુ જોયુ હતું ?’

મહાવીર કહે . ‘જુએ શું ? તું તો સપનામાં ખૂબ રોયો હતો’

વાત ખરી. કણબીનુ મો ફાટયું રહ્યુ

બસ! ગામમાં વા વેગે વાત ફેલાઈ ગઈ. સહુ કહે, મનના ભેદ જાણનાર મોટા જ્ઞાની મુનિ આવ્યા છે. ભાવિના ભેદ જાણવા હોય તો ચાલો એમની પાસે.

પછી તો ગળપણની ગંધે કીડીઓ આવે, એમ લોકો આવવા લાગ્યા. લોકોની ઠઠ જામી ગઈ. ભેટ–સોગાદના ઢગલા થવા લાગ્યા!

પેલા પાખંડી અચ્છાબાબાનો ધંધો ભાંગી પડ્યો! એ ખૂબ ચિડાયો.

એણે પછી તો મહાવીરને હલકા પાડવા એક તરકીબ રચી: હાથમાં ડાભની સળી લઈને મહાવીર જ્યાં બેઠા હતા, ત્યાં એ આવ્યો અને જોરથી બૂમ પાડીને કહેવા લાગ્યો: 'ઓ ઢોંગી! જો તને ભાવીના ભેદની ખબર હોય તો કહે કે આ સળી હું ભાંગી શકીશ કે નહિ?'

અચ્છાબાબાની તરકીબ એ હતી કે જો મહાવીર કહે કે ભાંગી શકીશ તો ભાંગવી જ નહિ; અને જો ના પાડે તો સળી ભાંગતાં કેટલી વાર?

મહાવીરે જરાય મૂંઝાયા વિના, શાંતિથી કહ્યું: 'તારાથી એ સળી નહીં ભાંગે!'

'એમ કે?' અચ્છાબાબા ખુશ થઈને બોલ્યો. એના મનમાં એમ કે ઘડીભરમાં હું એને જૂઠો પાડું છું.

પછી એણે જોરથી કહ્યું . 'ભાઈઓ ! આ મુનિ–જોશી કેવો જૂઠો છે એ તમને નજર સામે બતાવું. એ કહે છે કે આ સળી નહિ ભાંગે ! હું તમારી નજર સામે ભાંગું છું અને એનુ પાખંડ સાબિત કરું છું.'

અચ્છાબાબાએ ઘાસની સળી ઊંચી કરી, ને જેવો તોડવા જાય છે, કે એના ઘસરકાથી એની આંગળી જ કપાઈ ગઈ ! લોહી જાય વહ્યું !

સળી સળીને ઠેકાણે રહી અને એ બિચારો પાટો બાંધવામાં પડ્યો.

લોકોએ મહાવીરનો જયજયકાર કર્યો.

પેલા જોશી પર લોકો થૂંક્યા ને બોલ્યા 'અલ્યા ! તારુ નામ તો છે અચ્છાબાબા, પણ ખરી રીતે તું ખોટાબાબા છે ! ને આ મહાવીર અચ્છાબાબા છે ! બોલો મહાવીરની જે !'

પણ મહાવીર આ જેજેકારથી ન ફુલાયા એ તો સમજતા હતા કે આ દુનિયામાં એક તરફ ધુતારા છે, અને બીજી તરફ લોભિયા છે. લોભિયા–ધુતારાની આ મંડળીના જેજેકારમાં શુ શકરવાર હોય !

[૧૯]

## ચંડકૌશિક

મહાવીર દક્ષિણવાચાલાથી ઉત્તરવાચાલા જવા નીકળ્યા. માર્ગમાં દેહ પરથી વસ્ત્ર સરી ગયું, પેલો સોમશર્મા બ્રાહ્મણ આવીને એ લઈ ગયો. પણ અહીંથી આગળ જતાં વસ્ત્ર તો શું, પ્રાણ પણ સરી જાય તેવો ભયંકર પ્રસંગ આવી ઊભો.

દક્ષિણવાચાલાથી ઉત્તરવાચાલા જવાના બે માર્ગ ફૂટતા હતા બન્ને માર્ગ આઘાપાછા થઈને ઉત્તરવાચાલા તરફ જ જતા હતા. મહાવીર ત્યાં આવીને જેવા ઊભા રહ્યા, કે ત્યાં ઘેટાંબકરાં ચારતા ગોવાળો એમને વીંટળાઈ વળ્યા.

ગોવાળો મહાવીરની તેજસ્વી મુખમુદ્રા જોઈ, સમજી ગયા કે આ કોઈ રાજસન્યાસી દીસે છે. રાજપાટ છોડીને લોકોના ભલા માટે નીકળ્યો લાગે છે.

તેઓ ભાવથી કહેવા લાગ્યા : 'દેવાર્ય ! આ બન્ને રસ્તા

એક જ નગર તરફ જાય છે. આમાનો એક રસ્તો કનકખલ આશ્રમને વીંધીને જાય છે; એ રસ્તો ટૂંકો છે. બીજો એ આશ્રમને પડખેથી જાય છે, એ લાંબો છે.'

મહાવીરે ટૂંકી વાટ પર પગ માંડ્યા. પણ એ જોઈને ગોવાળો બોલી ઊઠ્યા : 'હે રાજસંન્યાસી, અહીં પણ દુનિયા જેવો ઘાટ છે : લાંબુ એ સરવાળે ટૂંકું છે, ટૂંકુ એ પરિણામે લાંબુ છે. તમે જે ટૂંકો માર્ગ પસંદ કરો છો, એ માણસને લાંબા કરી નાખનારો છે, એ રસ્તે જનારા કોઈ કદી પાછા આવ્યા નથી! એ માર્ગે કનકખલ નામનો આશ્રમ આવે છે. ત્યાં એક ભયંકર સર્પ રહે છે ચંડકૌશિક એનું નામ છે. એ દૃષ્ટિવિષ સર્પ છે. બીજા સાપની તો દાઢમાં કે ફુત્કારમાં ઝેર હોય છે, પણ આ સાપની તો નજરમાં પણ ઝેર છે નજર પડતાવેંત માણસ ભડથુ થઈને પડે છે.'

ગોવાળોને વાત કરતાંય દિલમા કંપારી વ્યાપી ગઈ. એમને ખાતરી હતી કે સાપની વાત સાંભળી સંન્યાસી તરત પાછાં ડગ ભરશે. દુનિયામાં પ્રાણ કોને વહાલો નથી?

પણ આ વાત સાભળતા સંન્યાસીના ચહેરા પર ભયની એક પણ રેખા ન તણાઈ, ઊલટો એ તો એ નિર્જન વાટે જ આગળ વધ્યો—જાણે જીવનની કશી પરવા જ ન હોય!

મહાવીરની મુખમુદ્રા એવી હતી, કે જોનારને આપો-

આપ પ્રેમભાવ પ્રગટે. ગોવાળો દોડીને આડા ફરીને ઊભા રહ્યા ને બોલ્યા 'હે તપસ્વી! પહેલાં અમારી વાત સાંભળો, પછી આગળ ડગ ભરજો!

'એક કાળે આ રસ્તો ધોરી માર્ગ હતો માર્ગે આશ્રમો આવતા. લોકો ત્યાં વિસામો લેતા ને સાધુ-સંતનો બે ઘડીનો સમાગમ કરતા. આવો એક અહીં સુપ્રસિદ્ધ આશ્રમ હતો. એ આશ્રમનો કુલપતિ બહુ સારો માણસ હતો. એ ગુજરી ગયો ને એની પાછળ કૌશિક નામનો તાપસ કુલપતિ થયો.

'કૌશિક હતો તો તપસ્વી, પણ ભારે ક્રોધી આશ્રમના બાગમા ગોપબાળ રમવા આવતાં. બાળકો તો વાંદરાં જેવા અટકચાળાં ખાવા જેવું ખાય, ને ન ખાવા જેવું લાગે એ તોડેફોડે ને બગાડે પણ ખરાં કૌશિકને એથી ગુસ્સો ચડે. એ લાકડી લઈને પાછળ દોડે. ડરનાં માર્યાં બાળકો નાસી જાય.

'પણ બાળક કોને કહીએ? બાળકોએ ચીડવવા માટે કૌશિકનુ નવું નામ પણ પાડ્યુ. 'ચંડ-કૌશિક!' ચંડ એટલે ગુસ્સેબાજ કૌશિક!

'એક વાર આ કૌશિક ભિક્ષા માટે બહાર ગયો હશે, ને બાળકોની વાનરસેના ચઢાઈ લઈ આવી કોઈ જામફળી પર ચડ્યું ને એને લાંબી સોટ કરી નાખી. કોઈએ દાડમડી પરથી દાડમ તોડી લીધા, ને દાડમડી ખોદી કાઢી. ફૂલછોડનો તો સોથ વાળી નાખ્યો. કૌશિકની સોના જેવી

લંકા, આ નાનાં વાનરોએ વાતવાતમાં રોળી–ટોળી નાખી.

બહાર ગયેલો કૌશિક પાછો આવ્યો. એણે પોતાના બાગનું સત્યાનાશ વળી ગયેલું જોયુ. એને રૂવે રૂવે ક્રોધ વ્યાપ્યો. પાસે પડેલો કુહાડો ઉઠાવ્યો, ને પડચો બાળકોની પૂંઠે!

'બાળકો તો મૂઠીઓ વાળીને ભાગ્યાં. કૌશિકના હાથમાં કુહાડો ચકચકે છે. ક્રોધ એવો છે, કે હાથ પડચાં તો બે–ચાર તો અહીં જ તળ રહેવાનાં!

'તાપસે આંધળી દોટ મૂકી. વચમાં ઊંડો ખાડો આવ્યો. તાપસથી એ જોવાયો નહિ; બિચારો અંદર ઊંધે કાંધ પડચો. પોતાનો કુહાડો પોતાના માથામાં! ક્રોધને અંધ કહ્યો છે તે આનું નામ! એનાં સોયે વરસ પળવારમાં પૂરાં થયાં!

'આ વાતને વખત વીતી ગયો. એક દહાડો આશ્રમમાં મણઝર સાપ દેખાયો. એ એક તાપસને ડસ્યો; બીજે દહાડે આશ્રમની ગાયોને ડસ્યો. બધા એને પકડવા તૈયાર થયા, તો જે પકડવા આવ્યા એને જોતજોતામાં ત્યાં ને ત્યાં ભૂ–પીતા કર્યા. એની નજરનુ ઝેર એટલું કાતિલ!

'થોડે દહાડે આશ્રમ ઉજ્જડ થઈ ગયો. થોડે દહાડે આખી વાટ સૂની પડી. લોકો કહેવા લાગ્યા કે પેલો ક્રોધી કૌશિક મરીને આ સાપ સરજાણો.'

ગોવાળોએ પોતાની વાત પૂરી કરતાં સારાંશમા કહ્યું:

'માટે મહારાજ! આ માર્ગ ટૂંકો ભલે હોય, પણ સરવાળે લાંબો છે; માટે આપ આ રસ્તે આગળ વધો.'

ગોપલોકો વાત કરતા હતા, ત્યાં સુધી મહાવીર શાંતિથી સાભળતા ઊભા હતા. વાત પૂરી થઈ, કે તેઓએ ટૂંકે રસ્તે આગળ વધવા કદમ ઉપાડચા.

ગોપલોકો ફરી કાગારોળ કરી ઊઠચા 'અરે ભલા માણસ! હાથે કરીને મરવા કાં જાઓ? યમના દરવાજેથી કોણ પાછું ફર્યું છે ભલા?'

પણ કહેનારા કહેતા રહ્યા, ને મહાવીર તો આગળ વધી ગયા. એમની પાછળ જવાની તો કોઈની મગદૂર નહોતી.

થોડી વારમાં તો મહાવીર પેલા આશ્રમે જઈ પહોંચ્યા. એ તે કંઈ આશ્રમ હતો! યજ્ઞની વેદી પર ઝાડ ઊગ્યા હતાં ગાયના ખીલા પર રાફડા જામ્યા હતા. ઠેર ઠેર ઝેરથી લીલાં કાચ બનીને ભડથાં થયેલાં મોર, મેના ને પોપટ પડ્યાં હતાં.

મહાવીર ત્યાં પહોચ્યા, ત્યારે સાપ ચારો ચરવા ગયો હતો. પાસે યક્ષનુ જીર્ણ મંદિર હતું મહાવીર ત્યાં કાર્યોત્સર્ગ કરી ધ્યાનમાં ઊભા રહ્યા.



[૨૦]

# લોહીનું દૂધ

થોડી વારે જંગલ જાગતું થતું જણાયું. પંખી એકાએક બોલતાં બંધ થઈ ગયાં. હવા ગરમ ગરમ લાગવા માંડી.

દૂરથી પેલો સાપ, પાણીના રેલાની જેમ, ચાલ્યો આવતો દેખાયો. એની ગતિથી આખી વાટ પણ જાણે ખખડતી લાગી. બધાં જીવજંતુ શાંત થઈ ગયાં. નાની ચકલી જેવાં પંખી આપોઆપ બેભાન બની ગયાં.

સાપને માણસની ગંધ આવતી હતી: અરે! પોતાના રાજમાં વળી માણસ જેવું ખરાબ પ્રાણી ક્યાંથી?

ચંડકૌશિક સાપે મહાવીરને ત્યાં ઊભેલા જોયા. એણે આંખો ઘુમાવીને ઝેરની પિચકારી જેવી નજર ફેંકી.

નજરનું ઝેર બધે ફરી વળ્યું. દિશાઓ જાણે કંપી ઊઠી.



ચંડકોશિયો ડંખ દઈ, કરતો વિષફુત્કાર;
વિષ સાટે કરુણાનિધિ, આપે શાંતિ અપાર.

સાપે બીજી નજર નાખી ને જાણે હવા ગરમ થઈ ગઈ. ત્રીજી નજરનો ઘા કર્યો, ને જાણે લીલાં ઝાડ હમણા ખાખ થઈ જશે !

આ પછી સાપ એક પળ શાંત ઊભો, પોતાના ઝેરની અસર જોવા એ થોભ્યો હતો; પણ એણે આશ્ચર્ય સાથે જોયુ કે, ઝેરી નજરની આટઆટલી વર્ષા પછી પણ, પેલો પુરુષ તો એવો ને એવો અડગ ઊભો હતો ' ન હલ્યો–ચલ્યો હતો, ન કાળો પડચો હતો કે ન એને જરીકે બીક લાગી હતી !

કેવી નવી નવાઈની વાત ! સાપને એક ક્ષણ આશ્ચર્ય જાગ્યુ, પણ ક્રોધ વિવેકને વીસરાવે છે. સાપ આગળ વધ્યો. પછી ગૂચળુ વળીને એણે શરીરને તીરની જેમ તાણ્યુ, ને પછી ધનુષમાંથી તીર છૂટે તેમ એ છૂટચો—સીધો જઈ ને મહાવીરની પાસે ! પડતાની સાથે એણે મહાવીરના અંગૂઠે જોરથી ડખ દીધો.

ડખ તે કેવો ? અદરથી લોહીના ફુવારા છૂટચા !

લોહી તે કેવું ? સફેદ દૂધ જેવુ ! માના ધાવણ જેવું !

અને મહાવીરનું મુખ તો જુઓ, કેવું ભાવભર્યું છે એ ! વાત્સલ્યભરી માતા જ જોઈ લો ! રે, માતાના અંતરના પ્રેમ–રસાયનમાં જ એ કરામત છે, કે પુત્રજન્મની સાથે જ પોતાના વહાલા બાળક માટે, પોતાના લોહીને પળવારમાં દૂધમાં ફેરવી નાખી શકે છે !

માતાના હૈયાનો પ્રેમ એવો છે. એ પ્રેમનેય વટી જાય

તેવું માતૃત્વ મહાવીરના હૃદયમાં હતું. માતા તો પોતાના પુત્રને માટે જ પ્રેમ ધરાવતી હતી; પરંતુ આ મહાવીરરૂપી માતાનું વાત્સલ્ય તો જગતના જીવમાત્ર પર વરસતું હતું!

ક્રોધનો ભંડાર ચંડકૌશિક આ જોઈ ઠરી ગયો. એ અંતરમાં ઘાયલ થઈ ગયો હતો! ત્યાં તો મહાવીરના મુખમાંથી શબ્દો સર્યા–સુકાયેલી ધરતી પર જાણે વરસાદનાં રિમઝિમ વાદળ વરસ્યાં: 'ચંડકૌશિક! ભાઈ! સમજ! સમજ!'

સાચા પ્રેમની ભાષાને માનવ તો શું, પશુ તો શું, પથ્થર પણ સમજે છે. પથ્થરહૃદયનો સાપ આ શબ્દરૂપી રસાયનથી પીગળી ગયો, કાળભૈરવ સમો કાળોતરો લાંબો સોટ થઈને મહાવીરના ચરણ પાસે પડ્યો.

ગુરુનુ મૌન શિષ્ય માટે વ્યાખ્યાન બન્યુ.

પડ્યો પડ્યો સાપ જાણે દિવ્ય વાણી સાંભળી રહ્યો:

'અભય સામે ભય નિર્બળ છે.

'જે બીતો નથી, બિવરાવતો નથી, એ વીર છે!

'દૂધથી ભરેલા ઘડામાં જેમ વિષનુ એક જ ટીપુ, તેમ ક્રોધ જીવનની સર્વ સંપત્તિનો વિનાશ નોતરે છે

'ચંડકૌશિક! કેટકેટલા ભવની બાજી તું હાર્યો? દરેક ભવે તેં બાજી બગાડી. પણ હવે આજે હારીને જીતી જા!'

સાપ હાલ્યો, મહાવીરને ફરતી ત્રણ પ્રદક્ષિણા ફર્યો. પણ રે! આટલો બધો થાક! રોજ ચારો ચરવા માટે સો

જોજન કાપતાં જે થાક નહોતો લાગતો, એ ત્રણ પ્રદક્ષિણામાં લાગ્યો. પ્રદક્ષિણા કરીને સર્પરાજ શાંત થઈને પડયો

બીજે દિવસે કેટલાક કૌતુકી ગોવાળિયા ડરતા ડરતા દૂરથી ડોકિયુ કરવા આવ્યા, જોયું તો મહાવીર સ્વસ્થ ઊભા છે, ને પેલો સાપ એમના ચરણમાં પડ્યો છે!

અરે, આ તો અપૂર્વ અચરજ! વાત વાએ ચઢી. થોડી વારમા ગામલોકો એકઠા થઈ ગયા. લોકોએ આત્માની આ પ્રેમહવાને ચમત્કાર માન્યો શાત ચ ડકૌશિક લોકોની પૂજાનુ પાત્ર બન્યો ઘી–દૂધ એના દેહ પર ઢોળાવા લાગ્યાં.

ઘીની સુગંધે કીડીઓ આવી, સાપના દેહને ચટકા ભરવા લાગી. પંદર દિવસ ચંડકૌશિક સાપ એમ ને એમ પડ્યો રહ્યો. ન ખાધું ન પીધું. આખરે કીડીઓએ એનો દેહ ફોલીને ચાળણી જેવો કરી નાખ્યો!

ક્ષમાસાગર બનેલો ચંડકૌશિક ન હલ્યો, ન ચલ્યો. બીજી તરફ લોકોની ભક્તિ વધી. પણ લોકોની ઘી–દૂધ ને નૈવેદ્યની એ પૂજા છેવટે સાપનો પ્રાણ લઈ ગઈ!

સાપ ગયો. વાટ ખૂલી થઈ. આશ્રમ ફરી જીવતો થયો.



[૨૧]

# તારણહાર

ગંગા નદી બે કાંઠે ભરપૂર હતી. મહાવીર સુરભિપુરથી રાજગૃહ તરફ જતા હતા. મહાયોગીને ગંગા નદી પાર કરવાની હતી.

સિદ્ધદત નામનો નાવિક પોતાની નાવ લઈને કાંઠે ઊભો હતો. ઉતારુઓ એક પછી એક એમાં બેસતાં હતાં. મહાયોગી મહાવીર પણ ગંગા પાર કરવા ઉતારુઓની સાથે નાવમાં ચડ્યા.

સમય થતાં કિનારેથી નાવ ઊપડી. આ વખતે એકાએક જમણી બાજુના કિનારા પર ઘુવડ બોલ્યું, ધોળો દિવસ, છતાં ઘુવડ બોલ્યુ !

આ નાવમાં ખેમિલ નામનો એક નિમિત્તવેત્તા બેઠો હતો. એ એકાએક બોલી ઊઠ્યો : 'ભાઈઓ ! આ ઉલૂકધ્વનિ



નૌકા લાગી ડોલવા, બધાંય ચિંતિત થાય; પ્રભુ વીરના પુણ્યથી, સઘળાં ઊગરી જાય.

સાંભળ્યો ને ? ભારે અપશુકન ગણાય એ તો ! આજ આપણને પ્રાણાન્તક કષ્ટ આવી પડે તો ના નહિ.'

ખેમિલ આમ બોલતો બોલતો બધા પ્રવાસીઓ તરફ ભયથી નજર ફેરવવા લાગ્યો, ત્યા એની નજર નાવના એક ખૂણે બેઠેલા મહાયોગી મહાવીર પર પડી નજર પડતાંની સાથે તેના મુખ પર હર્ષની રેખાઓ તરવરી ઊઠી એ બોલ્યોઃ

'પણ ભાઈઓ, નિશ્ચિત રહેજો. જેમ એકના પાપે વહાણ ડૂબે છે, તેમ એક પુણ્યવંતના પુણ્યે ડૂબતી નૌકા પણ તરે છે. આપણામા એક પુરુષ એવા છે, કે જેમના પુણ્યે આજે કષ્ટ આવી પડશે તો પણ આપણે પાર પહોંચીશું '

સિદ્ધદત્ત કુશળ નાવિક હતો. થોડી વારમાં તો એ નાવને નદીની અધવચ્ચ સુધી ખેંચી ગયો. ગંગા નદી ત્યાં વેગમાં વહેતી હતી. પણ સિદ્ધદત્ત નાવિકની સરદારી નીચે ડરવા જેવુ કશુ નહોતું—આ સામે પાર પહોંચ્યા સમજો ! પણ એટલી વારમાં તો ભયંકર વાવાઝોડુ ધસી આવ્યુ. ગગનમા ગર્જનાઓ થવા લાગી, વીજળી ચમકવા લાગી. નદીમાં પહાડ જેવડાં મોજા ઊછળવા લાગ્યાં.

એ મોટાં મોટાં મોજાં પર નાવ, લાકડાના દડાની જેમ, નીચે–ઊંચે થવા લાગી એની જોડો ફાટવા લાગી એના રસ્સાઓ તૂટવા લાગ્યા. કૂવાથંભ તો કડડભૂસ થઈને નીચે પડ્યો. સઢના ચીરેચીરા ઊડી ગયા.

નાવમાં બેઠેલાં બધાં આકુળવ્યાકુળ થઈ ગયાં. કેટલાંક હાયવરાળ કાઢવા લાગ્યાં. કેટલાંક ભાગ્યને ભાંડવા માંડ્યાં. કેટલાંક મરણને આગળ ઊભેલુ જોઈ રડવા લાગ્યાં. સૌને થયુ : આજે સોએ વરસ પૂરાં થઈ ગયાં સમજો!

સિદ્ધદત જેવો હોંશિયાર નાવિક પણ ગભરાઈ ગયો ફક્ત મહાવીર એક ખૂણે શાન્ત ભાવે બેઠા હતા. એમના મુખ પર અપાર નિર્ભયતા હતી. આવાં વાવાઝોડાં ને તોફાન તો જાણે એમણે કંઈક જોઈ નાખ્યાં હતાં!

માથા પર આકાશમા એક કાળુ ઘોર વાદળ તૂટી પડવા માટે તોળાઈ રહ્યુ હતું, એ પડયુ કે પડશે! હમણાં પ્રલય મચી જશે!

એવામાં ક્ષિતિજના એક ખૂણેથી બીજા બે વાદળ આકાશના મધ્યભાગમા ધસી આવ્યાં. હવે તો ચારેતરફ અધકાર ફેલાઈ ગયો થોડી વારમા પેલાં બે વાદળો, મધ્ય-આકાશનાં વાદળો સાથે જોરથી અથડાયાં એ અથડાવાનો ભયકર અવાજ ઊઠ્યો બધા સમજ્યાં કે હવે મોત આવ્યુ!

પણ થોડી વારમાં પેલા બે વાદળો પેલા એક વાદળને ગળી ગયાં, ને પાછાં ક્ષિતિજમાં ઊતરી ગયાં.

પળવારમાં આકાશ સ્વચ્છ થઈ ગયુ. સૂરજનાં સોનેરી કિરણો ગગાના જલપટ પર રમવા લાગ્યાં નાવ પોતાનો

માર્ગ સરળતાથી કાપવા લાગી સહુ મનથી ઇશ્વરનો પાડ માની રહ્યાં. બધાને થયું, આજે નવો અવતાર પામ્યા!

નાવ કિનારે લાંગરી, કે સહુ ઝટઝટ કૂદી કૂદીને નીચે ઊતરવા લાગ્યાં.

આ વખતે નિમિત્તશાસ્ત્રી ખેમિલે કહ્યુ 'અરે, તમે સહુ આજે જેને કારણે નવો અવતાર પામ્યાં, તેને તો પ્રણામ કરતા જાઓ!'

સહુ મહાવીરની પાસે આવીને એમને પગે પડ્યા. પણ કેટલાંક તો બિચારાં જલદી જલદી ઘર તરફ દોડ્યાં. હજીય એમનુ હૈયુ ધડકતું હતું

કોઈ નમે કે ન નમે, મહાવીરના મનમાં તો બધું સરખું હતું.



[૨૨]

# આર્ય ગોશાલક

રાજગૃહી નગરીના નાલંદાપાડાની (નાલંદા વિશ્વવિદ્યાલયવાળુ સ્થળ) વણકરશાળામા મહાવીર ચાતુર્માસ માટે સ્થિર થયા હતા. તે વખતે એક તેજસ્વી જુવાન આવીને સામે ઊભો રહ્યો, નમન-વંદન કરીને બોલ્યો :

'હું ગોશાલક, આજે આપને શિષ્ય થવા ચાહું છું. આપનું રાજવંશી જેવું રૂપ ને ચક્રવર્તી જેવું તેજ જોઈને, અને બૃહસ્પતિ જેવી વાણી સાભળી હું પ્રસન્ન થયો છું. આપની પાસે હું સંન્યાસ-દીક્ષા લેવા ઈચ્છું છું. મારો શિષ્ય તરીકે સ્વીકાર કરો !'

શ્રમણ મહાવીરે ફરી ફરીને એ તરુણ તપસ્વીને નીરખ્યો, છતાય માગણીનો જવાબ ન વાળ્યો. પણ ગોશાલક તો મહાયોગીનો બંદો બનીને ત્યાં જ રહી ગયો. સેવા છે,

ભાવના છે, ભક્તિ છે, તો આજ નહિ સ્વીકારે તો કાલે સ્વીકારશે.

એક દિવસ ભિક્ષા માટે જતા ગોશાલકે સ્વાભાવિક પ્રશ્ન કર્યો : 'આજે મને કેવો આહાર મળશે, પ્રભુ ?'

'કોદરાના ભાત, ખાટી છાશ ને ઉપર દક્ષિણામાં ખોટો તાંબિયો !' ગુરુથી સ્વાભાવિક રીતે કહેવાઈ ગયુ.

ગોશાલકને ગુરુવાક્યને કસોટીએ કસવું હતું એ ઘણું રખડ્યો, પણ આખરે તો મળવાનુ હતું તે જ મળ્યુ. ગોશાલક અપાર શ્રદ્ધાથી શ્રમણ મહાવીરનો ચરણકિંકર બની રહ્યો.

નાલંદાપાડાનુ ચાતુર્માસ પૂરુ કરી મહાવીર નીકળ્યા, ત્યારે ગોશાલક ભિક્ષા માટે બહાર ગયો હતો. એ પાછો આવ્યો ત્યારે એણે મહાવીરને ત્યાં ન જોયા.

શોધતો શોધતો એ કોલ્લાક સન્નિવેશ પહોચ્યો. અહીં લોકોમા ભગવાનની તપસ્યાની ને પારણાની ચર્ચા ચાલતી સાંભળી લોકો કહેતા 'અરે ! આખા ચાર મહિના, ને પ્રભુ બે વાર જ કરપાત્રમાં આવે તે ભિક્ષા લે ! કેટલીક વાર તો આખા ચાતુર્માસમા એક જ વાર ભિક્ષા ! અરે, ભૂખ-તરસ પર આવો કાબૂ તો જીવનમાં પહેલીવાર જ જોયો !'

કોઈ કહેતું. 'આપણે માનીએ છીએ કે દિવસમાં ત્રણ વાર ન ખાઈએ, પૌષ્ટિક આહાર ન લઈએ, તો મરી જઈએ. પણ આ મહાયોગી તો ચાર-ચાર મહિના સુધી

નિરાહાર રહે છે, ને રોજ કેટલાય ગાઉનો પથ કાપે છે; સાથે ધ્યાન-ધારણા પણ ચાલુ જ હોય છે.'

ગોશાલકે તરત જાણી લીધું કે આ પોતાના ઇષ્ટદેવની કીર્તિ-ગાથાઓ છે; મહાવીર આટલામાં જ હોવા જોઈએ. તરત તેણે ભગવાનને શોધી કાઢયા.

ચરણમાં નમસ્કાર કરતો એ બોલ્યો : 'ભગવન્, આપ મારા ગુરુ, હું આપનો ચેલો. મારો સ્વીકાર કરો!'

'વત્સ! હુ તારો શિષ્ય તરીકે સ્વીકાર કરું છું.' મહાવીરે કહ્યું

ગોશાલક ગુરુની ચરણરજ બની ગયો. શ્રમણ મહાવીરની દેહનો પડછાયો બનીને એમની સાથે સાથે ફરવા લાગ્યો. આ ગુરુ-શિષ્યની જોડલી, અત્યારે જેને આપણે ચમત્કારો કહીએ છીએ એવા, એ કાળના સામાન્ય અનુભવજ્ઞાનની કસોટીઓ કરતી પ્રવાસ ખેડવા લાગી.

એકદા માર્ગમાં ગોશાલકને ક્ષુધા લાગી નજીકમાં ગોવાળો ખીર રાંધતા હતા. ભડભડ બળતા ચૂલા પર માટીના પાત્રમાં એ તૈયાર થઈ રહી હતી. શિષ્યે ગુરુની આજ્ઞા ચાહી : 'ગુરુદેવ! એ લોકો પાસેથી ખીરની ભિક્ષા લઈ આવું ?'

ગુરુએ કહ્યુ 'ખીર નહિ થાય, હાંડલી ફસકાઈ જશે, મહેનત માથે પડશે!'

ગોશાલકે ગોવાળિયાઓ સાભળે તેમ કહ્યુ : ‘અરે, સાંભળો છો ? મારા ગુરુ કહે છે કે ખીર થશે નહિ, હાંડલી ફસકી જશે.’

આ સાંભળી ગોવાળોએ વાંસની ખપાટો ને માટીથી હાંડલીને છાંદી દીધી, ને પાસે ચોકી કરવા બેઠા. પણ દૂધમા ચોખા ઘણા હતા. ચોખા ફૂલ્યા. હાંડલી તડાકા કરવા લાગી. અને ખરેખર, હાંડલી ફસકાઈ ગઈ

ગોશાલક ગુરુ પર વારી ગયો.

આ પ્રસંગોથી ગોશાલકના મનમાં નિશ્ચય થઈ ગયો, કે ભવિતવ્યતા મિથ્યા થતી નથી, જે થવાનુ હોય છે, તે પહેલાંથી નક્કી થયેલું હોય છે. આ નિયતિવાદે પાછળથી એના જીવનમાં મોટો ભાગ ભજવ્યો.

એક સ્થળે ભિક્ષા માટે જતાં દુકાનદારે ગુરુ માટે ગમે તેવા હલકા શબ્દો વાપરી અપમાન કર્યું. આથી કોપાયમાન થયેલા ગોશાલકે કહ્યુ : ‘મારા ગુરુની આજ્ઞાથી કહું છું, કે તારા જેવા હૈયાબળેલાની હાટડી પણ બળી જજો !’

એ શબ્દો અંતરની આહના હતા એ આહ આગરૂપે પ્રત્યક્ષ થઈ. ખરેખર, દુકાનદારની હાટડીમાથી ક્યાકથી આગ લાગી. પોતાના ગુરુના નામ પર ગર્વ ધરતો તરુણ તપસ્વી પાછો ફર્યો. એણે ગુરુદેવને સર્વ વૃત્તાંત કહ્યો.

પણ ગુરુએ તો એવા અભિમાનને પાપ–વ્યાપાર કહ્યો.

આથી શિષ્યનો નિર્માની ગુરુ પરનો પ્રેમ વધ્યો.

સ્વભાવની તીખાશ અને પોતાના મતનું ઝનૂન ગોશાલકમાં વારંવાર પ્રગટ થતાં. ગુરુ પણ શિષ્યનો આવેશ અને તીખાશ દૂર કરવા મૂગા મૂંગા નવા પ્રયોગો કરતા.

સત્યની ભાષા મૌન છે, એ શિષ્યને દર્શાવવા બન્ને જણા મૌન લઈ એક સ્થળે ધ્યાનમાં રહ્યા.

સરહદ પરનું એ સ્થળ હતું. ચોરો, જકાતખોરોનો ત્યાં ભય રહેતો. એક કોટવાળ, સિપાહીઓની ટુકડી સાથે આ પ્રદેશની રક્ષા માટે રહેતો. એણે એકાંત સ્થળમાં ચૂપચાપ બેઠેલા આ બે જુવાનિયાઓને જોયા. કોટવાળે બન્નેને પકડ્યા ને પૂછ્યુ : 'કોણ છો તમે? ક્યાથી આવો છો?'

બન્ને મૌનની પ્રતિજ્ઞાવાળા હતા : પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન તૂટે! બન્નેમાંથી એકેયે જવાબ ન વાળ્યો.

'પક્કા જાસૂસ લાગે છે!' કોટવાળે કહ્યું, ને સિપાઈઓને આજ્ઞા કરી, 'એ બન્નેની બોબડી બધ છે, એને ખોલવાનો ઉપાય કરવો જોઈશે. બન્નેને કૂવામાં ઊંધે માથે ટાંગી ડૂબકીઓ ખવરાવો જોઈએ કે, એમની બોબડી ખૂલે છે કે નહિ?'

આજ્ઞાનો તરત અમલ થયો. બન્નેને દોરડે બાંધી કૂવામાં ટાંગવામાં આવ્યા, છતાં બન્નેનું મૌન અખંડિત રહ્યુ.

એ વખતે સોમા અને જયન્તી નામની ભિક્ષુણીઓ

ત્યાં થઈને નીકળી. તેઓએ રાજા સિદ્ધાર્થના પુત્ર તરીકે મહાવીર વર્ધમાનને ઓળખાવ્યા. કોટવાળ શરમીંદો પડ્યો ને તેમને મુક્ત કરીને ચાલ્યો ગયો. ગુરુ અને શિષ્ય મુક્ત થયા. ગુરુએ પ્રસન્ન વદને શિષ્યને પ્રશ્ન કર્યો: 'વત્સ! તું કેવી રીતે આવી વિપત્તિમા પણ મૌન જાળવી રહ્યો?'

શિષ્યે કહ્યુ: 'ગુરુદેવ! મને આપના વિષે વિશ્વાસ હતો. મને સંપૂર્ણ ખાતરી હતી, કે જ્યાં સુધી હુ આપની સાથે છું, ત્યાં સુધી કોઈ મારુ અનિષ્ટ નહિ કરી શકે!'

શિષ્ય પર ગુરુને અપૂર્વ ભાવ થયો.

એક વાર કોઈ ગામમાં બન્ને ઊતર્યા હશે, ને પડખે ધર્મનો એક જલસો જામેલો. અનેક સ્ત્રીપુરુષો એમાં ભાગ લઈ રહ્યાં હતાં. તેઓ રંગબેરંગી વસ્ત્રો પહેરી, મદ્યપાન કરી, અનેક પ્રકારના ચાળા કરતાં નૃત્ય કરતા હતાં.

ગોશાલકથી આ ન સહેવાયુ. એણે ત્યાં જઈ ઉચ્ચ સ્વરે કહ્યુ: 'અરે મૂર્ખો! આ મોક્ષમાર્ગ નથી. કંઈક તો સમજો! સાચું સમજવું હોય તો મારા ગુરુ પાસે આવો.'

આમ બૂમબરાડાથી રંગમાં ભંગ પડ્યો. સહુ ચિડાયાં. કેટલાક માણસોએ એને પકડીને મૂઢ માર મારવા માંડ્યો. પણ ગોશાલક કોનું નામ? એણે માર ખાતાં ખાતાં ફક્ત એટલું જ કહ્યું: 'રે ભલા માણસો! મને મારા દેહની પડી નથી, પણ સત્યની ફિકર છે.'

એક દહાડો મહાવીરે કહ્યું : 'વત્સ ! આપણને શરીરની મમતા નથી, તેમજ આપણને ત્રાસ આપનાર તરફ આપણા મનમાં હિંસાનો લવલેશ ખ્યાલ નથી : આ બે વસ્તુની પાકી પરીક્ષા માટે અનાર્ય દેશમાં જઈએ; જ્યાંનું પંખી પણ આપણું પરિચિત ન હોય, જ્યાં આપણને દુ:ખમાંથી મુકાવનાર પણ કોઈ ન હોય, ત્યાં જઈએ.'

ગોશાલક વિચાર કરી રહ્યો; પણ ગુરુનું વચન એને માટે અવિચારણીય હતું. શ્રાવસ્તિથી થોડે દૂર એક સ્થળે ઝાડ નીચે બન્ને રાત રહ્યા. અનેક પ્રવાસીઓ ત્યાં હતા. સવારે વહેલાં ઊઠી બધા ચાલી નીકળ્યા. તેમણે સળગાવેલા અગ્નિથી જંગલમાં દાવાગ્નિ લાગ્યો.

જમીન પરનુ ઘાસ અગરબત્તીની જેમ બળવા લાગ્યુ. ગોશાલક ને ગુરુ બન્ને ધ્યાનમાં ઊભા હતા. પગ નીચેનુ ઘાસ સળગ્યુ; શિષ્યે બૂમ મારી : 'ગુરુ, ભાગો, ભાગો!'

પણ ગુરુ તો પથ્થરની પ્રતિમા જેવા ધ્યાનમગ્ન રહ્યા. સળગતો અગ્નિ સુરસુર કરતો એમના પગની આસ-પાસ ફરી વળ્યો. બન્ને પગ શ્યામ બની ગયા, પણ ધ્યાન-કાળ પૂરો કરીને જ મહાવીર ત્યાંથી ખસ્યા!

ગુરુની મક્કમતા ને પોતાની ચંચળતા ગોશાલકના મનને દમી રહી. એણે પોતાની સહનશીલતાની પરીક્ષા આપવા અનાર્ય દેશ પ્રતિ પ્રયાણનો આગ્રહ સેવવા માંડ્યો.



[૨૩]

# અનાર્ય દેશમાં

રાઢ દેશની અનાર્ય ભૂમિમાં, સ્મશાન જેવા પ્રદેશમાં શ્રમણ મહાવીર અને તેમનો શિષ્ય ગોશાલક ફરી રહ્યા છે.

એ ભૂમિના તળાવ નકરા દુર્ગંધના પૂડા છે. દિશાઓમાં હાહાકાર સિવાય બીજો રવ નથી ચારેતરફ વેલ અને લતાઓની જેમ નરમૂંડમાળાઓ લટકી રહી છે. પગલે પગલે મરેલાં માનવોની લાશ ગંધાઈ રહી છે.

જંગલી જેવા લોકો વાઘની બોડોમાં રહે છે તેઓ પશુઓ જેવી ભાષા બોલે છે. માનવલોહી એમનું મધુર પીણું ને નરમાંસ એમનું મિષ્ટ ભોજન છે. અહીંનો પ્રત્યેક જીવ અન્ય જીવનો અકારણ શત્રુ અને એકબીજાનો ભક્ષ છે.

અહીં વડવાઈઓ પર કાળા નાગ ઝૂલે છે. પૃથ્વી પર વીંછીનાં બિછાનાં છે. નોળિયા ને ઉંદર પૃથ્વી બધી

કાણી કરી નાખે છે. જીવતા મોતની આ ભૂમિ છે.

એવા એ પ્રદેશમાં આ બે જણા ઉત્સાહથી ને ઉમંગથી ચાલ્યા જાય છે. એમના પગમાં થડકારો નથી, આંખમાં ભયનો પડછાયો નથી, જાણે મોસાળે મજા માણવા જતા હોય, એવી એમના મુખ પર પ્રસન્નતા છે.

થોડી વારમાં હવા જોરથી વહેવા લાગી. હવાની સાથે કીડીઓનાં જાળાં દેહ પર આવી વળગ્યાં. ઝીણા ચટકા સાથે કીડીઓ લોહી પીવા લાગી. થોડી વારે ફરી પવનની લેરખી આવી. કીડીઓ પવન સાથે ચાલી ગઈ.

ગુરુ–શિષ્યે એકબીજા સામે જોયુ, એકબીજાના દેહ સામે જોયુ : દેહ આખો ચારણી જેવો વીંધાઈ ગયો હતો. રક્તના લાલ રંગે એમાં રંગોળી પૂરી હતી કેવી દેહશોભા! બન્નેએ મોં મલકાવ્યુ ને આગળ વધ્યા.

એટલામાં પહાડના ઢોળાવ પરથી કૂતરાઓ દોડતા આવ્યા; આવ્યા એવા વળગ્યા બન્નેના દેહને! લાગ ફાવ્યો ત્યાં બે–ચાર બટકાં ભરીને, સોપારી જેવડા માંસના કટકા મોંમાં મૂકી ઉતાવળા ઉતાવળા આગળ દોડી ગયા.

આર્ય ગોશાલકે મહાગુરુને કહ્યું : 'આ શ્વાનોને નિવારવા એકાદ દંડ હાથમાં રાખીશું ?'

શ્રમણ મહાવીર બોલ્યા : 'દંડ રાખીએ કે હથિયાર રાખીએ, બન્નેમાં ભાવના સરખી છે. કંઈ પણ પ્રતિકારનું

સાધન રાખીશું, અરે, મુખેથી 'હઈડ' તેવો ઉચ્ચાર પણ કરીશું, તો આપણી અહિંસાની પ્રતિજ્ઞા તૂટશે.'

'તો શુ કરીશું ?' આર્ય ગોશાલકે પ્રશ્ન કર્યો.

'કોઈ આપણુને કરડતું નથી, કોઈ આપણુને કરડી શકે નહિ, એ ભાવના ભાવો. કોઈ આપણું શત્રુ નથી, કોઈ આપણુને છેડતું નથી, એ ભાવ રાખો!' શ્રમણ મહાવીરે ટૂંકાણુમાં કહ્યુ.

ગુરુ-શિષ્ય આગળ વધ્યા. દૂર દૂર દેખાતી એક પલ્લી પાસે તેઓ જઈ પહોંચ્યા. ત્યાં તો ધૂળ-રાખનો એક વટોળિયો જાગ્યો. એ વટોળિયામાં ઊડતો ઊડતો એક બિહામણો ભીલ આવ્યો, આવીને સિફતથી શ્રમણ મહાવીરની પિંડીનુ માંસ કાપી ગયો.

મહાવીરે શિષ્યને હસતાં હસતા કહ્યુ · 'સંસારમાં સહુ શરીરની શક્તિનો મહિમા ગાય છે, મારે આત્માની અનત શક્તિનો મહિમા પ્રગટ કરવો છે.'

'એટલે જ તો લોકોએ આપને 'મહાવીર'નું ઉપનામ આપ્યુ છે ને! પણ ગુરુદેવ! મારું મન તો ઘણી વાર ડગી જાય છે, હો!' આર્ય ગોશાલકે નિખાલસ રીતે કહ્યું.

'વત્સ, મનને ડગતું રોકવા એક કલ્પના આપું: લડાઈમાં મોખરે રહેનાર હાથીની વૃત્તિ ધારણ કર. એ હાથી ગમે તેટલા ભાલા ભોંકાય, તીર વાગે, ખાડા-ટેકરા

આવે, પણ કર્તવ્યને ખાતર શરીરની મમતા છાંડી આગળ જ ધપ્યે જાય છે! શરીરને એ સાધન લેખે છે. સિદ્ધિ મળી જાય ને સાધન ખલાસ થઈ જાય, તો એમાં શોચ કેવો? એક જાનવર પણ કલ્પનાથી આટલું સિદ્ધ કરી શકે છે, તો આપણે તો માનવી છીએ!'

સુંદર કલ્પના! ગોશાલક આ વિચારશ્રેણીથી અપ્રતિમ વીર બની ગયો. આવા પ્રદેશમાં શ્રમણ મહાવીર છ માસ રહ્યા. ખાવાનું તો મળ્યું કે ન મળ્યું, એની ચિંતા નહોતી. છ માસ સુધી ભૂખ્યા રહેવાની શક્તિ એમની પાસે હતી.

અનાર્ય દેશનો આ પ્રથમ ભયંકર પ્રવાસ પૂરો થયો. પણ આ કંઈ સંસારનાં વખાણ માટેનો પ્રવાસ નહોતો. પ્રસિદ્ધિની એ પતાકા નહોતી; એ તો હતી આત્મસુવર્ણની કસોટી.



[૨૪]

# તેજોલેશ્યા

શ્રમણ ભગવાન મહાવીર અને ગોશાલકને આ પછી દુખ જાણે રોજિંદા આહાર જેવું થઈ રહ્યુ. એ આહારથી જ તેઓ તાજામાજા થઈ રહ્યા.

એક વાર ગુરુ–શિષ્ય બને આવતા હતા. રસ્તામાં એક જોગી તપ તપતો હતો. ખરો ઉનાળો હતો. એમાં એ સૂર્ય સામે નજર મિલાવીને મટકું સરખું માર્યા વગર ખડો હતો. એના માથે મોટી જટા હતી. ગરમીની અસર તાપસ પર કંઇ થતી નહોતી, પણ જટામાં રહેલી જૂઓ, બાળી નાખે તેવી ગરમીથી ઊકળીને, નીચે પડતી હતી. દયાળુ તાપસ એને ઉપાડીને પાછો જટામા મૂકતો હતો. પાછી ગરમીથી જૂઓ નીચે પડતી હતી. તાપસ પાછી એને જટામાં મૂકતો હતો. આમ પરસ્પર ચાલતું હતું

યોગિત્વના મહાન શિખરો સર કરતા ગુરુ–શિષ્યને

આ તપ કોઈ હિસાબમાં નહોતું. ગોશાલકને આવી ક્રિયા બાલચેષ્ટા જેવી લાગી. એ બોલ્યો : 'અરે ! આ તે જોગી છે, કે જૂઓનો મિજબાન ?'

આ શબ્દો તાપસના કાન પર અથડાતાં એનો ચહેરો તપાવેલા તાંબાના પતરા જેવો બની ગયો. એણે મો ફેરવ્યુ, ને ગોશાલક પર નજર સ્થિર કરી. એ નજરમાંથી દાહ ઉપજાવતી અગ્નિજ્વાળાઓ જાણે બહાર પડી.

'અરેરે ! બળી મૂઓ !' ગોશાલકે બૂમ પાડી. એની આજુબાજુનાં લીલાં વૃક્ષો બળીને કોલસા જેવાં બની ગયા હતાં. ગોશાલકને લાગ્યુ કે પોતે પણ બળી જશે !

ત્યાં સળગતા ઉનાળામાં કોઈ જળભરી વાદળી વરસે, એમ ઠંડું પાણી છંટાતું એણે અનુભવ્યું. ગોશાલક પળવારમાં શીતલતાનો અનુભવ કરી રહ્યો.

એણે એક અજબ દૃશ્ય જોયુ. તાપસનાં નેત્રોમાંથી નીસરતાં અગ્નિકિરણો સામે, શ્રમણ મહાવીરનાં નેત્રોમાથી જલધારાઓ છૂટી રહી હતી. ગમે તેવી આપત્તિમાં પણ પ્રતિકારમા ન માનનાર ગુરુદેવ, આજે શિષ્યની પ્રાણરક્ષા માટે પ્રતિકાર રચી રહ્યા.

તાપસનો ગર્વ ગળી ગયો.

મૃત્યુમાંથી ઊગરી ગયેલો ગોશાલક ગુરુચરણમાં પડ્યો ને ગદ્ગદ્ કંઠે બોલ્યો · 'પ્રભુ ! આ કઈ શક્તિ હતી ?'

'તેજોલેશ્યા.'

'આપે સામે કઈ શક્તિ મૂકી હતી?'

'શીતલેશ્યા.'

'ગુરુદેવ, જે શક્તિ સામાન્ય તાપસને સુલભ, તે મને યોગીને શા કાજે અલભ્ય? મારી સાધનામાં કંઈ ત્રુટી છે?'

'વત્સ, શક્તિ કરતાં સત્ત્વ તરફ જા! એ જ કલ્યાણકારી છે. આ તો માત્ર શક્તિ છે, ચમત્કાર છે, અને તારા જેવા સાધકને તો એ સાવ સુલભ છે, પણ ચમત્કારમાં સિદ્ધિ નથી, કલ્યાણ નથી, મોક્ષ નથી કોઈ વાર મન પરનો કાબૂ શિથિલ થતાં એ આત્માનું ને પરનું–બન્નેનુ અકલ્યાણ કરે છે.'

'ગુરુદેવ! મારે તેજોલેશ્યા સાધવી છે મને સાધના બતાવો!' ગોશાલકના હૈયામાં બેઠેલી બાળહઠ જાણે બોલી.

ગોશાલકે ખૂબ આગ્રહ કરીને મહાવીર પાસેથી તેજોલેશ્યાની સાધનાવિધિ જાણી લીધી. એ સાધના માટે સમયની જરૂર હતી. ગુરુ આવી પ્રવૃત્તિ માટે થોભે તેમ નહોતા. આખરે ગોશાલક ગુરુથી જુદો પડ્યો એ શ્રાવસ્તી નગરીમાં રોકાઈ ગયો. મહાગુરુ મહાવીર શિષ્યને ત્યાં છોડી આગળ વધ્યા.

શ્રાવસ્તીની હાલાહલા કુંભારણ આજીવક મતમાં માનનારી હતી. એની ભાડશાલામા જઈને ગોશાલક ઊતર્યો

૭ માસ સુધી એણે તપ કર્યું. આખરે એને તેજશક્તિ પ્રાપ્ત થઈ.

એણે એ શક્તિની પરીક્ષાનો પહેલો અખતરો કૂવા પર પાણી ભરતી દાસી પર કર્યો. ગોશાલકે એનો ઘડો કાંકરો મારી ફોડી નાખ્યો. દાસીએ ગાળો આપી. ગોશાલકને ક્રોધ વ્યાપ્યો. એણે આંખમાંથી તેજોલેશ્યા છોડી. બાઈ ત્યાં ને ત્યાં બળીને ભસ્મ !

પ્રયોગ સફળ થતાં ગોશાલકના હર્ષનો ને ગર્વનો પાર ન રહ્યો. દુનિયાદારી એ જાણતો હતો : દુનિયા ઝૂકતી હૈ, ઝુકાનેવાલા ચાહિયે. એ માટે એણે પાર્શ્વ સંપ્રદાયના ૭ સાધુઓ પાસેથી નિમિત્તશાસ્ત્ર શીખી લીધું. હવે એ લોકોના સુખ-દુઃખ, લાભ-હાનિ, જીવન-મરણ ભાખવા લાગ્યો. ટૂંક વખતમાં એ સિદ્ધવચન નિમિત્તશાસ્ત્રી બની ગયો.

એક તેજોલેશ્યા ને બીજુ નિમિત્તજ્ઞાન : આ બે વાતોએ ગોશાલકનો મહિમા ખૂબ વધારી દીધો. લોકોનાં ટોળેટોળાં એનાં વ્યાખ્યાન સાંભળવા એકઠાં મળવા લાગ્યાં. હજારો ભક્તો ઊભરાવા લાગ્યાં. ગોશાલક સાધારણ ભિક્ષુકમાંથી આચાર્ય બની ગયો. પછી તો બાકી શું હતું કે બાકી રાખે ?

થોડે વખતે આજીવક સંપ્રદાયના પ્રથમ તીર્થંકર તરીકે એ જાહેર થયો અને નિયતિવાદનો પ્રચારક બન્યો.



[૨૫]

# સંગમ-વિજય

સમય-સાગરના કિનારા પરથી દશ દશ વર્ષનો લાંબો ગાળો ચાલ્યો ગયો છે આ સમય દરમ્યાન મહાયોગી મહાવીરે સહન કરેલાં કષ્ટો, વેઠેલા ઉપદ્રવો એક ઈતિહાસકથા જેવા બની ગયાં છે.

જીવલેણ કષ્ટોથી પણ પીછેહઠ કેવી? દુ:ખ સામેથી ગમે તે રીતે છટકવાની વૃત્તિ પણ કેવી? અરે, આ તો સામે પગલે જઈને દુ:ખનુ સામૈયુ કરવાની ભાવના!

દેહ પર વસ્ત્ર નથી પૃથ્વી પર બિછાનુ નથી. હાથમાં પાત્ર નથી. મોંમા લોકોના વર્તાવ સામે ફરિયાદ કરનારી જબાન નથી. માગવું ને મરવું બન્ને સરખું બન્યુ છે કોઈને દૂભવી અન્નનો કણ પણ લેવાની ચાહના નથી. મિત્ર પ્રત્યે મહોબ્બત નથી; શત્રુ પ્રત્યે શત્રુતા નથી, ફૂલ ને કાંટા પર સમાન પ્યાર છે. ઓળખાણની ખાણ કદી ખોદવાની

ઇચ્છા નથી અરે ! આવી અબોલ પ્રેમવીણાનું મૌન એ જ એનું ગાન છે. ગલીએગલી, નગરેનગર એથી ગુંજારવ કરી ઊઠયાં છે !

સ્વર્ગનો રાજાધિરાજ ઇંદ્ર, હમેશની જેમ માનવ-ગાથાઓ ગાવાનો ને માનવયશ વદવાનો રસિયો છે. એણે મહાયોગી મહાવીરની પ્રશસ્તિ ગાવા દેવોની સભા ભરી અને ખુલ્લે મુખે કહ્યુ : 'દેવોને પણ નમવા યોગ્ય એક નરરત્ન અત્યારે પૃથ્વીને પાટલે વિચરે છે હું એ મહાન નરરત્ન મહાપ્રભુ મહાવીરને નમું છું, વંદુ છુ, સ્તવું છું.'

આખી દેવસભા આ પ્રશસ્તિ સાંભળી રહી, ને સ્વર્ગમાં બેઠી બેઠી પૃથ્વીના પટ પર ફરતા એ મહામાનવને વંદી રહી. આ વખતે દેવોની અસ્મિતાનો આગ્રહી સંગમ નામનો દેવ ધૂંઆંપૂઆ થઈ દેવસભામાં ખડો થયો ને ગર્જ્યો,

'હે દેવસભાનાં રત્નો ! મહારાજા ઇંદ્રની વાત સાંભળી મને આશ્ચર્ય થાય છે : કયા પૃથ્વીલોકનો જરા-મરણથી ઘેરાયેલો ને ક્ષુધા-પિપાસાવાળો ક્ષુદ્ર માનવી ! ને કયાં અજર-અમર, સંકલ્પસિદ્ધિવાળો દેવગણ ! મહામહિમાવાળા દેવ-ગણ પાસે એક માનવીની આવી વડાઈ ? ઇંદ્રરાજે રાઈનો પહાડ કર્યો, એ એમની મોટાઈ છે હું એ પહાડની રાઈ કરી બતાવીશ. ને એ રીતે દેવલોકની અસ્મિતા જાળવી રાખીશ.'

એ વખતે જ સ્વર્ગ અને પૃથ્વીને ભેદતા ભયંકર

ધડાકા થયા. એ સાથે સંગમદેવ-પૃથ્વી ભણી રવાના થયો.

મહાયોગી મહાવીર આ વખતે મ્લેચ્છ ભૂમિમાં વિહરતા હતા. દૃઢભૂમિ નામના પ્રદેશમાં, પેઢાલ ગામની બહાર પોલાસ ચૈત્યમા મહાપ્રતિભા નામનું વ્રત લઈને એ ધ્યાનમાં રહ્યા હતા એક સૂકા પદાર્થ પર નજર સ્થિર કરી, પાંપણનો પલકારો પાડ્યા વગર ઉઘાડી આંખે એ તપ કરવાનુ હતું! તપસ્વીની રાત્રી એકાએક કાળરાત્રી બની ગઈ. મ્લેચ્છ દેશમાં સાધુ–સંતને કોણ પિછાણે? અહિંસા-સત્યનો મહિમા કોણ જાણે?

રાત જામતી ગઈ, ને ચારેતરફ ભૂત રડતાં હોય, ચૂડેલો રાસડા લેતી હોય ને પિશાચો પોકાર પાડતા હોય; એવા અવાજો સંભળાવા લાગ્યા હવામાં દુર્ગંધ વહી રહી.

એકાએક ધૂળનો વંટોળિયો ઊઠ્યો. તમામ પ્રદેશ ધૂળથી રજોટાઈ ગયો. મહાવીરના પણ કાન, નાક, મો બધું ધૂળથી ભરાઈ ગયુ પણ સહુથી વધુ પીડા તો એમનાં નેત્ર અનુભવી રહ્યા. નેત્ર ખુલ્લાં રાખવાની પ્રતિજ્ઞા હતી. નેત્ર ધૂળથી ભરાઈ ગયાં, તોય પોપચાં તો અણનમ રહ્યાં!

આ વંટોળિયો ધીરેધીરે શમતો ચાલ્યો, ત્યાં એકાએક કીડીઓ ઊભરાઈ ઊઠી. સોય જેવા તીવ્ર મુખવાળી એ કીડીઓ મહાવીરના દેહ પર રાફડો જમાવી બેઠી. આખો દેહ સૂજી ગયો. આ ઉપદ્રવ ચાલુ હતા, ત્યાં પવનની લેરખી પર

બેસીને ધમધમ કરતું ડાંસોનું ઝોલું આવ્યુ. ડાંસોએ વસ્ત્ર રહિત મહાવીરને જોયા, ને જાણે આકડે મધ ભાળ્યું. મહાવીરને તો હાથની આંગળી પણ ઊંચી કરવાની નહોતી. ડાંસોએ પોતાની ઝેરી સૂંઢો વાટે અંદરનું લોહી બહાર કાઢ્યું, ને મહેફીલ જમાવી!

કીડી ને ડાંસ પેટ ભરી રહેવા આવ્યાં, ત્યાં એકાએક લાલ મોંવાળી ઘીમેલો સાગમટે નોતરાં લઈને આવી પહોંચી! સામે મોએ સમશેરના ઘા ઝીલનાર ભલભલો રણયોદ્ધો પણ એક નાનીશી ઘીમેલ પાસે તોબા પોકારી ઊઠે, તો આ તો હિસાબ વગરની ઘીમેલો! મહાવીરનો દેહ ચાળણી જેવો થઈ ગયો, પણ મોં પર દુઃખની એક રેખા પણ ક્યાંથી જોવા મળે?

સ્વદેહ એમને માટે પરદેહ જેવો બન્યો. એક વૈદની રીતે તટસ્થભાવે, દરદીની વેદનાનું એ નિરીક્ષણ કરી રહ્યા.

હવે પછી વીંછી આવ્યા. અગ્નિના ડામ કરતાં ઉગ્ર ને ભાલાના પ્રહાર કરતા તીક્ષ્ણ એમના ડંખ હતા.

પછી નોળિયા આવ્યા ને ઉગ્ર દાઢોથી ભગવાનના દેહમાં બટકાં ભરવા લાગ્યા! આ પછી સર્પ આવ્યા. એમણે એમનું પરાક્રમ દાખવવામા પીછેહઠ ન કરી. પછી ઉંદર આવ્યા. ઉંદર તો સાપનું ભક્ષ, પણ અહીં તો બંનેનું ભક્ષ ત્રીજી વ્યક્તિ હતી, એટલે બન્નેએ પોતાનું કામ ચાલુ રાખ્યું.

માણુસ તો શું, શેતાન પણુ રાડ પાડી દે એવી વેદના હતી. પણુ મોએથી એક ધીમો આર્તનાદ પણુ કેવો!

આ પછી મસ્તાન માતંગ આવ્યો. એણે તો મહાવીરને રણુગોળીટાની જેમ ઉપાડીને આકાશમાં ઘા કરવા માંડ્યા. પછી મહાપિશાચ પોતાનું ખપ્પર ભરવા આવ્યો! એ ગયો ત્યા લોહીતરસ્યો વાઘ ગર્જના કરતો તૂટી પડ્યો.

પોલાદનેય પિગળાવી નાખે તેવાં આ દુઃખો મહાવીરનું એક રૂવાટું પણુ ફરકાવી ન શક્યા! ત્યાં તો, ન જાણે ક્યાંથી, સ્વજનો રોતાં-કકળતાં ત્યા આવી પહોચ્યાં યશોદા હૈયું વલોવી નાખે તેવો કલ્પાંત કરતી બોલી: 'હે નાથ! હાથ ઝહીને શું આમ અંધારે કૂવે નાખવી હતી? આના કરતાં તો મને મારીને મુનિ થયા હોત તો સારું. તમારા ભાઈએ મને દીનહીન બનાવી ઘરમાથી કાઢી મૂકી છે!'

આટલું બોલીને યશોદાએ મોટેથી ઠૂઠવો મૂક્યો. ભલભલાનું હૃદય ચિરાઈ જાય, એવું એ દૃશ્ય હતું. એ પૂરું થયુ ન થયુ, ત્યાં તો પ્રિયદર્શનાએ પ્રાણુપોક જેવા અવાજે કહ્યુ:

'તમારે ઘેર જન્મીને મેં અપરપાર દુઃખ વેઠ્યું છે. પતિએ કાઢી મૂકી. મોટા કાકાએ જાકારો આપ્યો. બાળબચ્ચાંવાળી હુ શું કરુ? હવે કૂવે પડુ, દરિયો પૂરું કે આગમાં ઝંપલાવું?'

પણુ મહાવીરને તો આ કંઈજ સ્પર્શતું નથી—જાણે

પથ્થર પર પાણી ! થોડી વારમાં આ બધું અદૃશ્ય થઈ ગયું.

હવા સુગંધભાર લઈને વહેવા લાગી. પુષ્પો ઊઘડવા લાગ્યાં. લતાઓ ફૂલોથી ખીલી ઊઠી. મૃગ ને મૃગી, શુક ને શુકી, સારસ ને સારસી, સહુ જાણે પ્રેમમયી સૃષ્ટિમાં ગુલતાન થઈ ગયાં. કેવી ઋતુ ! કેવો સુંદર સમય ! કેવી એકાંત ! ત્યાં તો કોઈ યુવતી છૂટે અંબોડે મીઠી બંસી વાતી ત્યાં આવી પહોંચી. એના વસ્ત્રોનુ કંઈ ઠેકાણું નહોતું.

થોડી વારે ઢોલક વગાડતી બીજી એક સુંદર સ્ત્રી આવી. એના સુગંધભર્યા વાળ પગની પાનીને અડકતા હતા. થોડી વારે વળી પાંચેક સરખી હેડીની સુંદરીઓ નાચતી-ગાતી ત્યાં આવી. સુંદરીઓનો આ સાથ હસ્યો, રમ્યો, નાચ્યો. આખી વનપલ્લીને એમના સ્વર ને રૂપથી ઝળાંહળાં કરી દીધી !

પુષ્પનાં બાણ લઈને રમતી સુંદરીઓએ મહાવીરને નિહાળ્યા. આનંદ કરતું આ ટોળું એકાએક જાણે ચમકી ઊઠ્યુ. તેઓએ મહાયોગી તરફ પોતાનાં પુષ્પ-તીર તાક્યાં:

'અરે, આ રહ્યા આપણા હૈયાના હાર !' આમ કહેતી એક નવયૌવના મહાવીરને ભેટવા દોડી ને બોલી :

'રે નિષ્ઠુર દેવતા ! સુંદરીઓને આમ રઝળાવવાની હોય ?' બીજી બે સુંદરીઓ જઈને ગોદમાં ભરાવા લાગી.



સંગમદેવે માસ છ, આપ્યાં કષ્ટ અપાર,
પણ નિજ પદના ધ્યાનથી, ચળ્યા ન વીર લગાર

'અરે! જગતમાં સહુને સ્નેહ આપો છો, ને અમને કાં વંચિત રાખો?' એક સ્ત્રીએ કાતિલ કટાક્ષ કરતાં કહ્યુ.

'સહુને સુખ પહોંચાડો છો, ને અમને કાં પીડો, સ્વામી?' મુખ્ય નાયિકાએ કમળ જેવાં નયન નચાવતાં કહ્યુ.

સુંદરીઓ મહાયોગીને વીંટળાઈ વળી. પણ મહાવીર જલ-કમલવત્ અલિપ્ત હતા. આખરે સુંદરીઓ જાણે નિરાશ થઈને, ચોધાર આંસુથી રડતી રડતી અદૃશ્ય થઈ ગઈ.

સુંદરીઓ ચાલી ગઈ ને રાત પણ ચાલી ગઈ. ત્યાં એક રસોઇયો આવ્યો. એ ચૂલો કરવા પથરા શોધતો હતો. પથરા નહોતા મળતા. મહાવીરને સ્થિર ઊભેલા ને પોતાને કંઈ મદદ કરતા ન જોઈ એણે વિચાર્યું. 'લાવને, આના બે પગ વચ્ચે ચૂલ માંડી, અગ્નિ જગાવી અન્ન રાધું.'

પગ વચ્ચે અગ્નિ ઝગ્યો, પણ મહાવીરના અંતરનો ઝળહળાટ લેશ પણ ધીમો ન પડ્યો

એટલામાં તો એક ચંડાળ પંખીનાં પાંજરાં લઈને આવ્યો; મહાવીરને વૃક્ષના થડની જેમ અડોલ જોઈ, કોઈ 'માતમા' લાગે છે એમ કહી, એની મજાક ઉડાવવા લાગ્યો, ને એમની દેહ પર પોતાનાં પાંજરાં લટકાવી દીધાં ભૂખ્યાં પંખી ચાંચો મારી મારી દેહમાંથી માંસ ઠોલવા લાગ્યાં.

પ્રભાતી કિરણો ફૂટવાને હજી વાર હતી. ત્યા આકાશમાં ભયકર કાળચક્ર સુસવાટા કરવા લાગ્યું. કડાકા સાથે એ મહાવીર પાસે આવ્યુ. પૃથ્વી એકસપાટે ચિરાઈ ગઈ. આકાશ જૂના છાપરાની જેમ તૂટું તૂટું થતું લાગ્યુ. ભલભલાને ગુલાટ ખવરાવી ભો ભેગા કરી દે, તેવો એક ધક્કો આવ્યો. પહાડ જેવા અડોલ મહાવીર કમરબૂડ પૃથ્વીમા ઊતરી ગયા.

ભલભલાની જીવતા સમાધિ રચાઈ જાય, એવો એ ઘાટ હતો. થોડી વારે એ તોફાન શમ્યું. પ્રભાતી રગ પૃથ્વી પર ફેલાયો.

આ દેશ સારપ માત્રનો શત્રુ હતો એક માનવી બીજા માનવીને શત્રુ ને હરીફરૂપે જોતો. કોઈની સુજનતાનો એ ભરોસો ન કરતો. ત્યા ચોર પણ સાધુવેશ લેતા.

એક વાર સાધુવેશમાં ચોરી કરતો એક ચોર પકડાયો. એણે કહ્યું: 'હું નિર્દોષ છું. હું તો માત્ર મારા ગુરુની આજ્ઞાને અનુસર્યો છું. ચાલો, મારા મહાગુરુને બતાવું.'

ચોર સિપાઈઓને જ્યાં મહાવીર હતા ત્યાં લઈ ગયો. મહાવીરને પર-દોષ કહેવાના નહોતા. પેલો ચેલો છૂટી ગયો. મહાવીર બંધાઈ ગયા. એમને થોડો માર પણ પડ્યો, ને લઈ ચાલ્યા રાજદેવડીએ.

માર્ગમા ભૂતલ નામનો ઇંદ્રજાળી મળ્યો. એણે મહાવીરને ઓળખ્યા. એણે કહ્યુ· 'અરે, આ તો મહાત્યાગી મહાવીર છે; રાય સિદ્ધાર્થના પુત્ર!' મહાવીર બંધનમુક્ત થયા

એક વાર પાંચસો ચોર મળ્યા. તેઓ આનંદને ખાતર મહાવીરને ભેટી પડ્યા ને કહેવા લાગ્યા· 'અરે મામા! તમે ક્યાથી?' ને મામાને ભાણેજોએ રેતીમાં ઘસડ્યા.

અંધેરી નગરી ને ગંડુ રાજા જેવા આ રાજમાં શૂળીએ ચડાવવાનો ઘાટ પણ રચાઈ ગયો. પણ બધેથી આત્મવીર મહાવીરે અંતે વિજય મેળવ્યો.

દિવસોથી મહાવીર ઉપવાસી હતા. ગામમા કે નગરમાં કોઈ વાર ભિક્ષા માટે જાય, તો નિર્દોષ વસ્તુ લોકો છુપાવી દે, સદોષ વસ્તુ સામે ધરે મહાવીર એ કેમ સ્વીકારે?

આમ ભિક્ષાન્ન વગર છ છ મહિના ચાલ્યા ગયા, પણ હાર સ્વીકારવાનું મહાવીર કયે દિવસે સમજ્યા હતા? આ દુઃખો તો એમને મન પોતાના આત્માની અગ્નિપરીક્ષા હતી. આખરે કાંચન શુદ્ધ નીકળ્યું

એક દહાડો એક જણ આવ્યો. એ ગળગળા અવાજે બોલ્યો: 'હુ સંગમ, આપને સતાવનાર, આપની ક્ષમા ચાહું છું. ખરેખર, તમે દેવરાજ ઇંદ્રે કહ્યુ તેવા જ અડગ, ધ્યાની ને તપસ્વી છો.'

આ સાંભળી છ છ માસથી હેરાન-પરેશાન થતા મહા-યોગી મહાવીરના મુખ પરની એક રેખા પણ ન બદલાણી. એમણે કહ્યુ ' સંગમ દેવ ! અમે કોઈને અધીન નથી. મારી ચિંતા ન કરતો. તું તારે રસ્તે સુખેથી જા !'

બીજે દિવસે મહાવીર ભિક્ષાન્ન માટે નીકળ્યા. ગોકુળ ગામમાં વત્સપાલિકા નામની વૃદ્ધ ગોપીએ પ્રભુને છ માસનું પારણું કરાવ્યું. આ પારણાથી સ્વર્ગ ને પૃથ્વીનાં પરમાણુઓ આનંદથી ખીલી ઊઠ્યાં !



[૨૬]

## બળી તમારી લડાઈઓ !

પોષ મહિનાની અંધારી એકમ હતી. મેઢક ગામથી વિહાર કરીને મહાયોગી મહાવીર કૌશાંબીમાં પધાર્યા હતા. હજીય નાનાં–મોટાં કષ્ટો એમનો કેડો છોડતાં નહોતાં. છેલ્લા ગામમાં એક ગોવાળે એમને ચામડાની વાધરીથી ફટકાર્યા.

મહાવીરની એક એક હાર એમની જીતનાં ડંકાનિશાન વગાડતી હતી. દુનિયા કષ્ટોથી પાછા કદમ ભરતી હતી, મહાવીર કષ્ટોને સામે પગલે વધાવતા હતા.

આજે વળી તેઓ એક નવી ભૂમિકામાં પ્રવેશ્યા હતા. જે રાજકુળોમાંથી પોતે નીકળી આવ્યા હતા, એ રાજકુળોમાં

યુદ્ધ સદાનાં થયા હતાં જર, જમીન કે જોરુ—ત્રણમાથી નાનું કે મોટુ કોઈ કારણ મળ્યુ કે ખૂનખાર લડાઈઓ જાગી જ છે! લોહી રેડવાનો આ ધંધો નિતનો થઈ પડ્યો હતો. અનાથ અબળાઓ ને નિરાધાર બાળકોના હાયકારાથી દેશદેશના સીમાડા કાંપી ઊઠ્યા હતા.

કૌશાંબીના રાજા શતાનિકે હમણાં પાસે આવેલા અંગ દેશની પાટનગરી ચંપા પર ભયંકર ચઢાઈ કરી હતી, એનો રાજા દધિવાહન માર્યો ગયો હતો. રાજા શતાનિકે આજ્ઞા કરી હતી કે શત્રુની નગરીમાંથી જે લેવાય તે ઉપાડી લેવું.

જીતેલા રાજાના સૈનિકોએ હારેલા રાજાની પ્રજા સાથે ઢોર જેવો વર્તાવ શરૂ કર્યો. સુંદર સ્ત્રીઓ, સોનું-રૂપું, મણિ-માણેક જે આવ્યું તે ઉપાડવા માંડ્યું. એ લૂટના માલથી કૌશાંબી નગરી અત્યારે વૈભવશાળી દેખાતી હતી.

લૂટનું નામ પડ્યુ, પછી માણસ કંઈ મૂકે ? કૌશાંબીના એક હિંમતવાન ઊંટસવારે ચંપાની રાણી અને રાજકુંવરીને જ ઉપાડી એણે સહુના સાંભળતાં કહ્યુ 'આ લૂંટના માલમાથી મને જે રૂપાળી રાણી મળી છે, એને હું પરણીશ. આ રૂડી રાજકુંવરીને ગુલામ-બજારમાં વેચી દઈશ.'

આવા નિર્લજ્જ કથનની સામે કોઈ સારા માણસે પણ વિરોધ ન નોંધાવ્યો ચંપાના રાજાની રાણી તો સતી

સ્ત્રી હતી: એ ત્યાં ને ત્યાં જીભ કરડીને મરી ગઈ. આથી ઊંટસવાર નિરાશ થયો. એણે પછી રાજકુંવરીને ગુલામ-બજારમાં વેચી નાખી.

આવા મોટકાં પાપવાળી કૌશાંબીની શેરીઓમાં મહાયોગી મહાવીર ભિક્ષા માટે ઘૂમે છે. ઘેર ઘેરથી લોકો ભિક્ષા માટે આગ્રહ કરે છે, પણ મહાવીર ભિક્ષા લેતા નથી!

આમ તો સામાન્ય રીતે મહાયોગી પખવાડિયે બે પખવાડિયે કે મહિને-બે મહિને ભિક્ષા લેવા નીકળતા; કોઈ કોઈ વાર ચાર મહિને પણ નીકળતા, પણ જ્યારે નીકળતા ત્યારે યોગ્ય ભિક્ષા જરૂર સ્વીકારતા. પણ આ નગરીમા તો તેઓ હરરોજ ભિક્ષાને માટે આવે છે, ઘેર ઘેર ફરે છે, ને પછી ભિક્ષા લીધા વિના પાછા ફરે છે! આમ ને આમ સાડા પાંચ મહિના વીતી ગયા.

રે! અત્યારે તો માગો તે મળે તેમ છે; ને મહાયોગી કેમ કંઈ લેતા નથી? આ તો ભર્યા સરોવરમાં માછલી તરસી; એવું થયું: જરૂર એમને કોઈ અનેરી અપેક્ષા હોવી જોઈએ, કોઈ અનેરો અભિગ્રહ હોવો જોઈએ; નહિ તો આમ બને નહિ—સહુ વિચારવા લાગ્યાં.

કૌશાંબીની પ્રજા એ જાણવા તળે-ઉપર થઈ રહી. કૌશાંબીનાં રાણીએ રાજાને કહ્યું: 'શત્રુને જીતવાની અનેક

યુક્તિ જાણો છો, ને એક મહાયોગીની ભિક્ષા વિષે કંઈ જાણી શકતા નથી ?'

રાજાએ અમાત્યને બોલાવીને કહ્યું.

અમાત્યે નગરના ધર્મશાસ્ત્રીને બોલાવીને ધમકાવ્યા.

ધર્મશાસ્ત્રીએ લાચારીમા પોતાના હાથ હેઠા નાખ્યા. બધું નકામું થયું. પાંચ માસ ને ઉપર એક પક્ષ પણ વીતી ગયો છતાં મહાભિક્ષુએ ભિક્ષા ન લીધી તે ન જ લીધી. કૌશાંબીના લોકોને નગર પર ભાર લાગવા માડયો.

હવે તો છ માસમાં થોડાએક દિવસો જ શેષ રહ્યા. પણ એ ભિક્ષા તો પૂરી ન થઈ તે ન જ થઈ. લોકોની ઊંઘ ઊડી ગઈ. પણ ત્યાં તો એક દહાડો એકાએક કૌશાંબીની ગલીએ ગલી જયજયનાદથી ગાજી રહી હર્ષના પોકારો ને સોનૈયા-રૂપૈયાના રણકારથી દિશાઓ બહેરી બની ગઈ.

નગરજનો ઉઘાડેછોગ ચર્ચા કરવા લાગ્યા : 'અરે ! છ છ માસ જેટલા સમય પછી મહાયોગીએ ભિક્ષાન્ન સ્વીકાર્યું તો ખરુ, પણ તે આપણી નગરીના ધનાવહ શેઠની એક દાસી પાસેથી ! કેવી નવી નવાઈની વાત !

'શું ધનાવહ શેઠના હાથ ગીરો મુકાણા હતા, કે એક અધમ દાસીએ પ્રભુને પ્રતિલાભ્યા ?' કોઈ કે રોષ દર્શાવ્યો.



ચંદનબાળા રાંકડી, પામે બહુ અપમાન;
અડદબાકળા વહોરીને, પ્રભુ વધારે માન.

'અરે! પણ એ શેઠનુ ઘર જ સ્મશાનની જેમ નિર્જન હતું; માત્ર આ એક દાસી જ ત્યા હાજર હતી.'

'કોણ દાસી?'

'કોણ શુ? ચંપાનગરીની લૂટમાં પકડાયેલી એક છોકરી! જેના કુળનું ઠેકાણું નહિ, શીલની ખાતરી નહિ, એવી એક ગુલામડીના હાથથી મહાયોગીએ અન્ન લીધું!'

'ચાલો, ચાલો, જરૂર એમા કંઈક ભેદ હશે! સતોનાં કાર્ય એના પરિણામ પરથી પરખાય છે.'

સહુ કૌશાંબીના એ શેઠની હવેલી તરફ ધસ્યા. લોકોની તો ત્યાં ભારે ઠઠ જામી ગઈ છે.

કેવું અદ્ભુત દૃશ્ય છે! દરવાજે મહાવીર ભિક્ષાન્ન વહોરીને ઊભા છે.

દરવાજાના મૂળમાં એક સુદર છોકરી ઊભી છે! છોકરી સુંદર છે પણ માથું મૂડાવેલું છે! એના પગમા લોઢાની બેડી પડી છે.

આવી સુકુમાર, ચંદનની વેલ જેવી છોકરીને આવી કઠોર સજા હોય? એ પોતે જ ક્ષુધાતુર દેખાય છે. એની પોતાની પાસે સૂપડામાં અડદના બાકળા હતા તે એણે ખાધા નહિ, ને હોંશે હોંશે મહાયોગીને આપી દીધા! એક દાસી, ને આવી ઉચ્ચ મનોભાવના!

લોકોનો પ્રવાહ ધનાવહ શેઠના ઘર તરફ વહી નીકળ્યો છે. રાજા–રાણી, અમાત્ય-મંત્રી, શેઠ–શાહુકાર સહુ ધસ્યા આવે છે. આ દાસીનો માલિક ધનાવહ શેઠ પણ ધસ્યો આવે છે સાથે ગામનો લુહાર છે. લુહાર આવીને છોકરીના પગની બેડીઓ તડાતડ તોડે છે !

ત્યાં એક માણુસ પ્રાણપોક જેવી પોક મૂકતો, ભીડને ચીરતો આગળ આવ્યો. અરે, આ તો સંપુલ નામનો કંચુકી છે. એ રડતો રડતો કહે છે. 'રે દૈવ ! આ તો ચંપાનાં રાજકુમારી વસુમતી છે, ધારણીદેવીનાં પુત્રી છે.'

લોકોએ કહ્યુ· 'ધનાવહ શેઠ કહે છે, કે એ તો મારી દાસી ચંદના છે. આમા સાચું શુ છે?'

'સાચું હું કહુ છું, તે છે !' કંચુકી બોલ્યો.

એટલામાં દાસીને તાકીને જોઈ રહેલાં કૌશાબીનાં રાણી મૃગાવતી ધસી આવ્યાં. દાસીને છાતીએ લગાવીને બોલ્યાં:

'અરે ! આ તો મારી બહેન ધારિણીની પુત્રી વસુમતી ! હાય રે તમારી લડાઈઓ—પોતાનાંને પોતે જ હણનારી !'

લોકો તો સંબંધ શોધવામાં કુશળ હોય છે. તેઓ તરત બોલ્યા : 'રાણી મૃગાવતી ને રાણી ધારિણી બંને વૈશાલીપતિ રાજા ચેટકની પુત્રીઓ ! ચંપાનો રાજા ને કૌશાબીનો રાજા બન્ને સાઢુભાઈ ! સંસારમાં કહેવત છે કે

'સગપણમાં સાઢુ ને જમણમાં લાડુ', પણ અહીં તો 'સત્યાનાશમાં સાઢુ' એવું થયુ !'

વળી એક જણ બોલ્યો. 'રાજા ચેટક તો મહાયોગી મહાવીરના સંસારી મામા વસુમતી મહાવીરના મામાની દીકરીની દીકરી ! આહ ! લડાઈઓ કેવું સત્યાનાશ લાવે છે'

'પણ આવી સુકુમાર બાળાના પગમા બેડીઓ કયા વાંકે ?'–રાજાએ પ્રશ્ન કર્યો. એ પોતાના યુદ્ધકર્મથી પસ્તાઈ રહ્યો હતો.

'એ ગુનો મારો છે, મને સજા કરો !' ધનાવહ શેઠે આંખમાં આસુ સાથે કહ્યુ, 'હું દાસ–બજારમાંથી, માગ્યાં મૂલ આપી, આ છોકરીને ખરીદી લાવેલો, પણ એનો સ્વભાવ અને શીલ એવાં સુંદર કે મે એનુ નામ ચંદના રાખ્યુ

'મને એ પેટની દીકરી જેટલી વહાલી હતી, પણ મારો પ્રેમ એને અનર્થકારી નીવડચો મારી પત્નીએ એનો ઊંધો અર્થ કર્યો. એ કહે, શિકારીનો શિકારથી પ્રેમ કેવો ? આ તો મને છેતરવાની ચાલબાજી છે !

'એમાં બનવા કાળ હશે કે એક વાર હું બહારથી આવ્યો. ઘરમાં કોઈ નહિ. ચંદના જળ લઈને મારા પગ ધોવરાવવા આવી. એ પાણી રેડવા વાંકી વળી એના છૂટા લાંબા કેશ મારા પગ પર પડ્યા. મે હેતથી કેશ ઊંચકી ખભા પર મૂક્યા.

'બસ, આ વાતે વિષ ઊભુ કર્યું. અતિ રાગ અતિ દ્વેષનું મૂળ છે. મારી પત્ની અંદર છુપાઈને બેઠી હતી. એણે આ જોયું ને ગજબ કરી નાખ્યો. એણે મારી ગેરહાજરીમાં ચંદનાને માર માર્યો, માથે મૂડો કરાવ્યો. પગમાં બેડી નાખી ને ભૂખે મરવા ઓરડામાં પૂરી દીધી.

'ત્રણ દિવસે મને જાણ થઈ એટલે મેં એને બહાર કાઢી ખાવા બાકળા આપ્યા, ને બેડીઓ તોડવા માટે હું લુહારને બોલાવવા ગયો !'

'ત્યાં પ્રભુ આવ્યા; મારો ઉદ્ધાર કર્યો !' ચંદનાએ વાત પૂરી કરી. એના મોં પર અપૂર્વ સુખની રેખાઓ તણાઈ ગઈ હતી,

'બળી આ તમારી લડાઈઓ ! પાડા પાડા લડે, ને વચમાં બિચારા ઝાડનો ખો કાઢે !' રાણી મૃગાવતી બોલી.

આમ લોકોને પશ્ચાત્તાપ કરતા મૂકીને મહાયોગી ધીરેધીરે મેદની વચ્ચેથી સરી ગયા; પણ સહુ કોઈ માટે એક અમૂલો બોધપાઠ મૂકી ગયા.



[૨૭]

# કાન છે કે કોડિયાં?

દીક્ષાનું તેરમું વર્ષ પસાર થતું હતું. મહાયોગી વિહાર કરતા કરતા છમ્માણિ ગામે આવ્યા. ગામની બહાર તેઓ કાર્યોત્સર્ગ કરી ધ્યાનમાં રહ્યા.

સંધ્યાનો સમય હતો, આ વખતે એક ગોપ પોતાના બળદો એમને ભળાવી ગામમાં ગયો. એ મોડા મોડા પાછો આવ્યો. જોયું તો એના બળદ ત્યાં નહિ! એણે મહાવીરને પૂછ્યું :

'દેવાર્ય! મારા બળદો ક્યાં?'

મહાયોગી તો ધ્યાનમાં હતા. એ કઈ રીતે જવાબ વાળે? ગોવાળે બીજી વાર પૂછ્યું. મહાયોગી કંઈ ન બોલ્યા. ગોપનો ક્રોધ વધતો ચાલ્યો.

નમોમહાવ

એણે કહ્યું. 'રે મૂર્ખ ! આટઆટલી વાર કહ્યુ, તોય સાંભળતો નથી ! તારે કાન છે કે કોડિયાં ?'

પણ મહાવીર તો ચૂપ રહ્યા

'વારુ, વારુ ! આના જેવાને કુદરતે કાનના કાણાં નકામા આપ્યા છે, લાવ પૂરી દઉ, એટલે કોઈનું કહ્યુ સાંભ-ળવાની હમેશ માટેની એની તકલીફ દૂર થાય.' અને એ અજડ ગોવાળ જાડાં દર્ભમૂળ લઈ આવ્યો. ખીલા જેવા એના છેડા એણે મહાયોગીના કાનમાં નાખ્યા. એને બરા-બર ઠોકયા, ને એના બહાર રહેલા છેડા કાપી નાખ્યા ! મૂર્ખને ઠીક સજા કરી, એમ માનતો ગોવાળ ચાલ્યો ગયો.

ધ્યાન પૂરું થતાં મહાયોગી છમ્માણિ ગામથી વિહાર કરીને મધ્યમા નગરીએ આવ્યા. બપોરે ભિક્ષા માટે એ નગરમા નીકળ્યા.

આ ગામમા સિદ્ધાર્થ નામનો વણિક રહેતો હતો. મહાયોગી એને ઘેર ભિક્ષા માટે ગયા. આ વખતે સિદ્ધા-ર્થને ઘેર ખરક નામનો કુશળ વૈદ આવ્યો હતો, એણે મહા-યોગીને જોયા, ને એ બોલ્યો. 'ભગવાનનુ શરીર આમ તો સંપૂર્ણ છે, પણ દેહમાં કંઈક શલ્ય હોય એમ લાગે છે.'

સિદ્ધાર્થ ભાવિક હતો એણે કહ્યુ : 'જરા પાસે જાઓ, ને કયા શલ્ય છે, તે જુઓ !'

ખરક પાસે ગયો. એણે મહાવીરના શરીરનું નિરીક્ષણ કર્યું તો તરત જણાઈ આવ્યું કે કાનમાં દર્ભમૂળના ખીલા છે. એણે સિદ્ધાર્થને વાત કરી.

સિદ્ધાર્થ પરમભાવિક હતો. એણે વૈદને કહ્યુ 'મારી સંપત્તિમાંથી જે જોઈએ તે લઈ લે, પણ આ મહાયોગીને સારુ થાય તેમ કર ! મારાથી એમનું કરમાયેલા કમળ જેવું મુખ જોઈ શકાતું નથી.'

ખરક આ માટે કંઈક વિચાર કરે, એ પહેલા મહાવીર તો ચાલ્યા ગયા. ખરકે લાબો વિચાર કરીને કહ્યુ :

'આ કાષ્ઠશલાકા એમ ને એમ નીકળે એવી નથી; કાઢતાં મહાકષ્ટ પહોંચે તેમ છે. ભગવાન ધ્યાનમા હોય ત્યારે ઉપચાર કરવો ઠીક પડશે. ધ્યાનમા વેદનાની એમને ખબર નહિ પડે. આપણને પણ ઉપચારમાં સુવિધા થશે.'

ખરક વૈદ ઔષધ તથા વૈતરાઓને લઈને ભગવાન જ્યા કાર્યોત્સર્ગમાં રહ્યા હતા ત્યા આવ્યો. મહાવીર તો આત્મધ્યાનમા ઊંડા ઊતરી ગયા હતા દેહની કંઈ સૂધબૂધ રહી નહોતી. ખરકે પોતાનું કામ શરૂ કર્યું.

એણે પહેલાં એક તેલથી ભરેલી કૂંડીમાં મહાવીરને બેસાડ્યા. પછી વૈતરાઓ પાસે અંગેઅંગની માલીશ કરાવી સાંધેસાંધો ઢીલો કરી નાખ્યો.

પછી કેટલાક માણસો મહાયોગીના દેહને ઝાલીને ઊભા રહ્યા. બે મજબૂત માણસોએ બે સાણસી વતી કાષ્ઠ-શલાકાના બંને છેડા ખેંચ્યા.

ઢીલી થયેલી શલાકાઓ લોહીના ફુવારા સાથે કાનમાંથી બહાર નીકળી આવી.

આ વખતે મહાયોગીના મુખમાંથી—જીવનમાં જેમણે ગમે તેવા દુઃખમાં પણ કદી ઓયકારો નહોતો કર્યો, એમના મુખમાથી—એક ભયંકર ચીસ નીકળી ગઈ.

એ ચીસ પહાડો સાથે ટકરાઈ, ને પહાડ ખળભળી ઊઠ્યા. આકાશ પણ એ ચીસથી થરથરી ઊઠ્યું.



[૨૮]

# કેવલજ્ઞાન

ખળખળ અવાજ કરતી ઋજુવાલુકા નામની નદી વહી જાય છે. એને કાંઠે જાૃભક નામનું ગામ વસેલું છે.

નદીના કાંઠે લીલાંછમ ખેતરો છે. આ ખેતરોમાં શામાક કણબીનુ સુંદર ખેતર છે. શાલવૃક્ષોની ઘેરી ઘટા છે. ઘટામાં એક ખંડેર ચૈત્ય છે. ચૈત્યની પાછળ સંધ્યા જામતી આવે છે. ગ્રામજનો ગીત ગાતા, ખુશી વાતા ઘરભણી જઈ રહ્યા છે. આખો દિવસ મીઠી મધ જેવી હરિયાળી ચરી ગાયો ગળાની ઘંટડીઓ રણઝણાવતી ઘર તરફ ચાલી જાય છે.

વૈશાખ માસની સુદ દશમ છે દિવસનો ચોથો પહોર છે. બેંતાલીસ–તેંતાલીસ વર્ષના ભગવાન મહાવીર અહીં

આવી ઉકડુઆસને (ગોદોહાસને) તડકામાં જ ધ્યાનમાં બેઠા છે.

આત્મયોગી મહાવીરનો સંસારત્યાગ પછીનો સાડાબાર વર્ષનો અરણ્યવાસનો ને કષ્ટસહનનો ગાળો સાંભળનારનાં રૂંવાડાં ખડાં કરે તેવો હતો.

શ્રદ્ધાહીનને તો શંકા પેદા કરે એવો એ કઠોર હતો. આંખે જોનારા પણ આશંકામાં પડી જાય એવું હતું. અરે, માણસ જેવો માણસ ને આટલો પુરુષાર્થ! આટલી સહનશીલતા! આટલી નિર્ભયતા! અશક્ય! ન ક્યાંય દીઠી છે, ન કદી સાંભળી છે!

આજ એ જીવનસાધનાની સિદ્ધિની ક્ષણ આવી પહોંચી હતી. ભરદરિયે ઘૂમતું જહાજ કિનારો ભાળે છે.

એકાએક વાયુમંડલમાં પરિવર્તન આવ્યું. ગ્રીષ્મના વાયરા વસંતના થઈ ગયા. કોકિલ ગાન કરવા લાગ્યો. હરણાં ભૂમિ પર ઊછળી ઊછળીને ગેલ કરવા લાગ્યાં : નજીક આવીને ઊભેલા વ્યાઘ્રનો ભય પણ વીસરી ગયાં! અરે, આ નિર્ભય સૃષ્ટિમાં ભય કેવો? એક જીવ બીજા જીવનો મિત્ર છે!

હિંસક વાઘના દિલ પર જાણે પ્રેમની વર્ષા થઈ. એ પૂંછડાનો ઝંડો ઉઠાવી બહાર નીકળ્યો. એણે હરણાં જોયાં, ને વહાલભરી આંખડી એમના પર ઠેરવી : રે હરણાં, સુખથી

ચણજો, ને મનગમતાં ગીતડાં ગાજો ! મુજથી ડરવા જેવું કંઈ નથી ! હુ જીવનનો મૂળમંત્ર સમજ્યો છુ : જીવો અને જીવવા દો !

ઘાસના જાળામાંથી નકુલ ને સર્પ બહાર નીકળી આવ્યા પણ આશ્ચર્ય તો જુઓ, બને વચ્ચેનું પેઢીઉતાર વેર નીતરી ગયુ; ને વહાલમાં એકબીજાને કોટી કરી રહ્યાં !

રે ! સૃષ્ટિમાં આટલુ પરિવર્તન કયાથી ? પૃથ્વીમાં આનંદ વર્તે છે, પાણીમાં પરમાનંદ લહેરાય છે આકાશમાં હર્ષકિરણો ફેલાય છે. નક્કી કોઈ જગપાવન પ્રસગ બનવાનો !

હવા વાજિંત્ર જેવી બની ગઈ છે. આકાશ જાણે દેવવિમાનોના પ્રકાશથી ઝળાંહળાં થઈ ગયુ છે દિશાઓ દર્પણ જેવી બની છે. સંતાપ–સ્વભાવી જગમાં શાન્તિના વાયરા વાઈ રહ્યા છે.

જુઓ ને, પણે મહાયોગી મહાવીર બેઠા ! મુખ પર હજારો ઉઘાડી તલવારો મ્યાન કરાવે તેવી પ્રસન્નતા છે. કાયા કંચનવર્ણી બની ગઈ છે શ્વાસમાથી સુગંધ વહે છે. આંખ ફરે ત્યાં અમીધારા પ્રગટે છે.

રે ! પ્રભુને કેવળજ્ઞાન પ્રગટયુ. મહાજ્ઞાનદીપ પ્રકટયો !

સસારની કોઈ ગૂંચ એમને ન રહી ! સસારની કોઈ

ગ્રંથી એમને ન રહી. સર્વજ્ઞ, સર્વદર્શી, અર્હન મહાવીરનો જય!

નિર્ગ્રંથ ભગવાન મહાવીરનો જય!

જય જય નંદા! જય જય ભદ્રા!

થોડી વારમાં તો વાતાવરણ રણઝણી ઊઠ્યું. માણસો તો દૂર હતાં; દેવોએ એ અવસરનો લાભ લીધો. તેઓએ ધર્મસભા યોજી, ત્રણ કિલ્લા રચ્યા, ચાર દ્વાર કર્યા, ઉપર સિંહાસન ગોઠવ્યુ—એમ સમવસરણ (ધર્મસભા) યોજી પ્રભુના મુખેથી ધર્મદેશના સાંભળી!

અમૃતની એ વર્ષા હતી, પણ અમરને એ શા કામની?



ગો દોહાને આસને, ધરતા શુક્લ ધ્યાન;
પ્રસન્ન પ્રકૃતિમા પ્રભુ, પામ્યા કેવળજ્ઞાન.



[૨૯]

## પાળે તેનો ધર્મ

વૈશાખ સુદ ૧૦ ની આથમતી સંધ્યા છે. સર્વજ્ઞ ભગવાન મહાવીર વિચાર કરી રહ્યા છે :

'મારો પહેલો ધર્મોપદેશ, જમેલાને જમણ આપવાની જેમ, અમરને અમૃતપાનની જેમ, નિરર્થક થયો ! પણ દુઃખી જગતને મારા ધર્મની ને આત્માના અમૃતની જરૂર છે, જલદી વિહાર કરી અપાપા નગરી પહોંચુ ને ધર્મતીર્થ પ્રવર્તાવું–ત્યાં યજ્ઞસભામાં ભારતના વિખ્યાત વેદીપાઠ મહાબ્રાહ્મણો એકત્ર થયેલા છે.'

અપાપા નામની નગરી છે. આચાર્ય સોમિલ નામનો શ્રીમંત બ્રાહ્મણ છે. એણે મહાયજ્ઞ શરૂ કર્યો છે. આ યજ્ઞમાં ભાગ લેવા માટે એ વખતના ભારતવિખ્યાત અગિયાર મહાન વિદ્વાનો આવ્યા છે. એ બુદ્ધિમાં બૃહસ્પતિ છે, વાદમાં વાચ-

સ્મૃતિ છે. ભલભલા વિદ્વાનોનાં એમણે માન મુકાવ્યાં છે. મોટા ચમરબંધી વાદીઓમાં એમણે માગ કર્યો છે. એમનાં નામ પર ફૂલ મુકાય છે. એમને કોઈ જીતી શકે તેમ નથી. સહુની સાથે પાંચસો પાંચસો શિષ્યોનું જૂથ છે. વિદ્યામાં ને વાદમાં એક એક શિષ્ય પણ મહારથી છે!

આ બધાને ધર્મ સમજાવવા ભગવાને અપાપા નગરી તરફ કદમ બઢાવ્યા. પ્રભાતી કિરણો સાથે ભગવાન ત્યાં આવી પહોંચ્યા, મહાસેન વનમાં ઊતર્યા.

પ્રાતઃકાળની ઠંડી હવામાં ભગવાન મહાવીરે સમવસરણમાં બેસી ધર્મદેશના શરૂ કરી.

આ ધર્મદેશનાનું એક આશ્ચર્ય એ હતું કે એ લોકોની પોતાની ભાષામાં અપાતી હતી. અત્યાર સુધી આ જ્ઞાનવાતો પંડિતોની સંસ્કૃત ભાષામાં જ થતી. સામાન્ય લોકો એ સમજી શકતા નહિ. સામાન્ય લોકોને ન સમજાય, એ જ એની વિશેષતા મનાતી. હીરાનું મૂલ ઝવેરી જાણે.

લોકભાષામાં બોલનારની વાણી કોઈ સાંભળતું નહિ. સહુ કહેતા: આવી ઉચ્ચ વાતો તે કંઈ જનપદની ભાષામાં સારી લાગે? ઊંચી વાતો માટે ભાષા પણ ભારબોજવાળી જોઈએ.

ભગવાન મહાવીરે પહેલે પગલે ભાષાની મહા ક્રાન્તિ કરી. એમણે કહ્યું: જ્ઞાન જ્ઞાની માટે નથી; સાધારણ જન

માટે છે. સામાન્ય લોકો સમજે, એ રીતે એમની ભાષામાં બોલવું ઘટે.

એમણે લોકભાષામાં–અર્ધમાગધી ભાષામાં ( તે કાળની મગધદેશની ભાષામાં ) પોતાની વાણીનો ધોધ વહેવડાવ્યો ! એમાં સંસારનાં, ધર્મનાં ગૂઢ રહસ્યો પ્રગટ કરવા માંડ્યાં.

જીવ શું ? અજીવ શું ? લોક શું ? અલોક શું ?
પુણ્ય–પાપ શું ? આસ્રવ–સંવર શું ? બંધ–નિર્જરા ને મોક્ષ શું ?
નરક શું ? નરકનાં દુઃખો શું ? નરક–ગમન કેમ છૂટે ?
દેવ શું ? દેવલોકનાં સુખ શું ? દેવલોકમાં કેમ જવાય ?
તિર્યંચગતિ શું ? મનુષ્યભવ શું ?

—એકત્ર થયેલી મેદનીને આ જ્ઞાનવાણી સરળ રીતે સમજાવા લાગી. અરે, આ ધર્મબોધ તો સુંદર ! આપણે સમજી શકીએ તેવો. પેલા પંડિતોનો ભારબોજવાળો જ્ઞાનબોધ તો આપણે માટે આંખનું કાજળ ગાલે ઘસ્યા જેવો હતો ! આ તો જાણે આપણે બોલીએ, આપણે સમજીએ તેમ કહે છે !

એમાંય ભગવાન મહાવીરે કહ્યું:

'દેવ ભલે મોટો હોય, ગમે તેવું એમનું સ્વર્ગ હોય, પણ માણસથી મોટું કોઈ નહિ. માણસ માનવતા રાખે તો દેવ પણ એના ચરણમાં રહે.

'માણસે આ માટે સત્યનો ને પ્રેમનો આગ્રહ રાખવો

જોઈએ. પ્રત્યેક માણસ પોતાના કાર્યથી, પોતાના ગુણથી ને પોતાના શ્રમથી મહાન થઈ શકે છે. એ માટે ઉચ્ચ જાતિ, ઉચ્ચ કુળ કે ઊંચાના ઘેર જન્મ લેવાની જરૂર નથી

'ધર્મ સાધુ માટે છે, ને ગૃહસ્થે લીલાલહેર કરવાની છે, એ માન્યતા સાવ ભૂલભરેલી છે. સાધુની જેમ સંસારી ગૃહસ્થના પણ ધર્મ છે. સાધુ સર્વાંશે–સૂક્ષ્મ રીતે–વ્રત–નિયમ પાળે, ગૃહસ્થ યથાશક્તિ સ્થૂલ રીતે પાળે. એ માટે સાધુએ પાંચ મહાવ્રત ને ગૃહસ્થે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત ને ચાર શિક્ષાવ્રત—એમ બાર વ્રતવાળા ધર્મથી જીવનનું ઘડતર કરવું જોઈએ. એમ કરે તો માણસનો બેડો પાર થઈ જાય.

'યજ્ઞમાં પશુહિંસા ન કરો. શાસ્ત્રને લોકોથી છુપાવો નહિ. શૂદ્રને તિરસ્કારો નહિ.

'મારો મુખ્ય સંદેશ છે અહિંસાનો, અવેરનો, પ્રેમનો.

'મારો બીજો સંદેશ છે, એકબીજાને સમજવાનો.

'હે મનુષ્યો ! તમે જે ધારો તે પ્રયત્નથી થઈ શકો છો. તમે જે ધારો તે કરી શકો છો. તમારા ભાગ્યનો વિધાતા ઈશ્વર નથી, ખુદ તમે છો.

'મહામાનવ બનવા, આત્મકલ્યાણ સાધવા તમારે કેટલાક નિયમો પાળવા જોઈએ. એ નિયમો એટલે વ્રત.

એવાં પાંચ મહાવ્રત છે—પાંચ યામ છે :

'(૧) (અહિંસા) કોઈ જીવને સતાવો નહિ, મારો નહિ. બને તેટલો પ્રેમ આપો.

'(૨) (સત્ય) જૂઠું ન બોલો. વચનપાલક બનો.

'(૩) (અસ્તેય) ચોરી ન કરો. અણુહકનું લેવાની, પારકું ઝૂટવવાની દાનત ન રાખો.

'(૪) (બ્રહ્મચર્ય) શીલવાન બનો. સ્ત્રી તરફ સન્માન રાખતા શીખો.

'(૫) (અપરિગ્રહ) સંગ્રહ ન કરો. સ પત્તિની—સાધનોની યોગ્ય વહેંચણી થવા દો.

'તમે નીરખ્યુ તે જ સત્ય, એવો એકાન્ત આગ્રહ ન રાખો. સત્ય સાપેક્ષ છે. તમારી નજરનું સત્ય ને તેના પરની શ્રદ્ધા; બીજાની નજરનું સત્ય ને તેના તરફ વિચારણા : જીવનની સર્વ દૃષ્ટિને સમાવતો આ અનેકાન્તવાદ સંસારના ઝઘડાઓનાં મૂળને ખોદી કાઢશે.'

વાહ વાહ, શું ઉપદેશ છે! આખી નગરીમા ભગવાન મહાવીરના જ્ઞાનભર્યા સરલ ઉપદેશની પ્રશંસા થઈ રહી.



[૩૦]

# ઇન્દ્રભૂતિ ગૌતમ

સોમિલ વિપ્રને માથે વજ્રપાત થયો હોત તોય એને એ આટલો ભયંકર ન લાગત. પણ આ તો જે યજ્ઞનું એને અભિમાન હતું, એ યજ્ઞની જ મજા જાણે મારી જતી હતી.

એ પોતાના આંગણામાં ફરતો, કદી ડેલીએ ચઢી નીરખતો ને કહેતો કે જમીન પર ચાલીને, રથમાં બેસીને કે વિમાન પર ચઢીને કેટકેટલો સમુદાય મારા યજ્ઞમાં ભાગ લેવા આવી રહ્યો છે!

પણ એનો એ ગર્વ પળવારમાં જ ઊતરી ગયો. એને તરતમાં જ સમાચાર મળ્યા કે એ બધો સમુદાય તો મહાસેન વનમાં જઈ પહોંચ્યો છે—નિર્ગ્રંથ ભગવાન મહાવીર જ્યાં આવ્યા છે ત્યાં.

'કોણ, શ્રમણ મહાવીર ? અરે, કાલ સુધી તો એને જાણતુય કોણ હતું ! વાતમાં વાત, ઇતિહાસમાં ઇતિહાસ એટલો જ કે, એક-હતો રાજકુમાર. એણે. રાજખટપટને લીધે કે ગમે તે કારણે, ગૃહત્યાગ કર્યો. જંગલમા જઈને તપ કર્યું. તપ એ પણ કંઈ નવી નવાઈ નથી. દેશમાં ઠેર ઠેર તપસ્વીઓથી આશ્રમો ભરચક્ક છે. તો પછી એવું તે શું થઈ ગયુ કે તપસ્વી મહાવીર પાસે પહોંચવાની આટલી બધી દોડાદોડ ?

'નવી નવાઈનુ એણે કરી કરીને શું કર્યું ? શ્રમણ મહાવીરે દેવભાષા સસ્કૃતને બદલે લોકભાષામાં ધર્મ કહેવા માંડ્યો ! ગામડિયો માણસ જ ને ! નહિ તો પ્રભાવશાલી સંસ્કૃત ભાષા સિવાય બીજી ભાષામા કઇ ધર્મનો ઉપદેશ થાય ? તત્ત્વની ચર્ચા થાય ? આગમ નિગમના ભેદ તે શું શેરીના ધૂળ-કાંકરા છે ?

'અરે, ગામડિયાપણું તે કેટલું ? શ્રમણ મહાવીરે આગળ વધીને કહ્યુ કે શાસ્ત્ર સહુ માટે ખુલ્લાં છે ! એમાં વેરોવંચો ન હોય. વાંચે એના વેદ, ભણે એની વિદ્યા ! મીઠા નવાણનુ જળ છુપાવવાનો શો અર્થ ? તરસ્યા ભલે કાંઠે આવે ને પીએ. તો શું, જે સ્ત્રી અને શૂદ્રને અશ્રાવ્ય છે, તે અમારે એમને સંભળાવવા ? અધિકારી વગર અમૂલાં

રત્ન વહેંચવા માંડવા ? શાન્તમ્ પાપમ્! શાન્તમ્ પાપમ્!

'અરે, આટલું કર્યું હોત, તોય ધૂળ નાખી! એણે વેદ પછી યજ્ઞનો પણ વિરોધ કર્યો; યજ્ઞમાં પશુ હોમવાનો વિરોધ કર્યો. એણે કહ્યું કે યજ્ઞ એટલે આત્મપ્રીતિ અર્થે જે કામ કરો તે. દુનિયાનાં તમામ કામ એમાં આવી જાય એવા યજ્ઞમાં મોહ, ક્રોધ, માયા જેવાં કષાયરૂપી પશુ હોમવાનાં! આમ, બીજા શબ્દોમાં કહીએ તો, મહાવીરે આ મહાન યજ્ઞનો જ નિષેધ કર્યો ! અને બ્રાહ્મણોનો સર્વનાશ નોતર્યો કારણ કે યજ્ઞ નહીં તો બ્રાહ્મણ નહિ!

'અને બ્રાહ્મણનો વિરોધ કર્યો તો ભલે કર્યો; એક ક્ષત્રિય પાસે એથી વધુ શું આશા રાખી શકાય ? પણ યજ્ઞનો વિરોધ કરી દુનિયાના પુણ્યનો માર્ગ બંધ કરી દીધો.

'અરે ! યજ્ઞનો વિરોધ કર્યો, તો ભલે કર્યો. એમ એનાથી શું શેક્યો પાપડ ભગાવાનો હતો ! પણ દેવ કરતાં માણસને મોટો કહ્યો, અને માણસને જ ઈશ્વર કહ્યો. આત્મા પ્રયત્ન કરે તો પરમ આત્મા–પરમાત્મા થાય, એમ કહ્યું. એટલે દેવ–દેવીની પ્રીતિ સંપાદન કરવા કાજે જે સમારંભો થાય છે, તે એણે નકામા ઠરાવ્યા ! આ રીતે તો દાન–દક્ષિણાનો સર્વથા છેદ ઊડી જાય બ્રાહ્મણોને ઘેર ક્યાં ધનની ખાણ છે કે વેપાર ચાલે છે! યજ્ઞ એ જ એમનું જીવન છે; દાનદક્ષિણા એ જ એમની આજીવિકા છે!

આ તો પારકાના પેટ પર પાટુ મારવાની વાત!

'વળી એણે ધર્મસભાના ચારે આરા-ઓવારા સૌને માટે ખુલ્લા મૂકી દીધા છે. કહે છે, કે દેવ આવે કે માનવ આવે, પશુ આવે કે પ્રાણી, પતિત આવે, પીડિત આવે, શોષિત આવે સહુને માટે ધર્મસભાના દરવાજા ખુલ્લા છે. સસ્તી કીર્તિ રળવાનો શ્રમણ મહાવીરનો આ પણ એક પ્રકાર જ છે ને! આવી અવળવાણીથી મહાવીરે તો વર્તમાન ધર્મોના મૂળ જ ખોદવા માંડચાં છે!' એ જરા પણ ચલાવી ન લેવાય!

સોમિલ વિપ્રે આખી યજ્ઞસભાને પડકાર કરતા, ત્યાં બેઠેલા અગિયાર મહાવિદ્વાનો સામે જોઈને કહ્યુ :

'આપ જેવા ભારતભૂષણ, વેદવિદ્યાવિશારદ, સકલ-શાસ્ત્રપારંગત, વાદકલાનિપુણ વિદ્વાનો હાજર હોય, ને આ નાસ્તિકો શું વેદ, યજ્ઞ ને ઈશ્વરનો નકાર ભણશે? ઊંચ-નીચને એક આરે બેસાડશે? હે મહાવિદ્વાનો! નીતિશાસ્ત્રનું વચન છે, કે શત્રુને અને રોગને ઊગતા ડામવા સારા–આ શ્રમણ મહાવીરની પહેલી ધર્મસભા છે, પહેલો ઉપદેશ છે. ઝટ ચેતો! પાણી પહેલાં પાળ બાધો.'

'નહિ નહિ, એમ હરગિજ નહિ બને એ વાત ન ભૂતો ન ભવિષ્યતિ. હુ ઇન્દ્રભૂતિ ગૌતમ, પ્રસિદ્ધ વસુભૂતિ ગૌતમનો પુત્ર, હમણાં ને હમણાં ત્યા પહોંચી જઈ શ્રમણ મહાવીરની શેખીને પળવારમાં ધૂળ મેળવીશ. એના

કરતાં વધુ ચોમાસાં અમે જોયાં છે. એમ સૂંઠને ગાંગડે ગાંધી ન થવાય! બ્રાહ્મણો પાસે ક્ષત્રિયનું શું ચાલશે?'

પચાસ વર્ષની વયના સાક્ષાત્ સરસ્વતીના અવતાર સમાન ઇન્દ્રભૂતિ ગૌતમ સભામા એકદમ ખડા થઈ ગયા, ને પોતાના પાંચસો શિષ્યો સાથે મહાસેન વન તરફ જવા એ જ પળે વિદાય થયા. એમનાં પગલાંથી પૃથ્વી ધમધમી રહી. બે મહાન શક્તિઓ આજ સામસામે ટક્કર લેવાની હતી. પળવારમાં ચકમક ઝર્યો સમજો!

ઇન્દ્રભૂતિ ગૌતમ મહાસેન વનમાં પહોંચ્યા. ત્યાં કોઈ અપૂર્વ સ્વર એમના કાને અથડાયો. જાણે વેરાન વગડામાં પાવો વાગ્યો: 'આવો, ઇન્દ્રભૂતિ ગૌતમ! કુશળ છો ને?'

અરે! ચિરપરિચિતની જેમ કોણ મને નામથી બોલાવે છે?—ઇન્દ્રભૂતિ ગૌતમને પહેલે પગલે આશ્ચર્ય થયુ. પછી એમણે મનમાં વિચાર્યું કે મારા જેવા મહાન વિદ્વાનને પૃથ્વીના પટ પર કોણ એવું છે, કે ન ઓળખે?

ગૌતમ ગર્વભર્યા સ્વરે બોલ્યા: 'હે ઇન્દ્રજાળી મહાવીર! હું ઇન્દ્રભૂતિ ગૌતમ, વાદ કરીને, તારી ઇન્દ્રજાલ-વિદ્યાનો નાશ કરવા આવ્યો છું. આજ તને સસ્તો નહિ છોડું.'

'હું ઇન્દ્રજાળી? મહાવિદ્વાન ગૌતમ! શાંત થાઓ! સાચા તપસ્વીઓ ચમત્કારી હોય છે, પણ ચમત્કાર કરતા

નથી. તમે નથી કહેતા, પણ હું વગર કહ્યે જાણું છુ કે તમે વાદ કરવા નથી આવ્યા, પણ સંશય નિવારવા આવ્યા છો.'

'મને સંશય? વંધ્યાપુત્ર જેવી વાત કરી, શ્રમણ વર્ધમાન!' ઇંદ્રભૂતિ ગૌતમે કહ્યુ. એક મલ્લ બીજા મલ્લને કુસ્તીનું આવાહન આપે એવો એ અવાજ હતો.

'આર્યાવર્તના મહાન વિદ્વાન! મહાનુભાવ ગૌતમ! કેટલીક વાર હાથી આખો ને આખો નીકળી જાય છે, પણ પૂંછડે આવીને અટકી પડે છે. તું તમામ શાસ્ત્રોનું આચમન કરી ગયો છે, પણ જીવ વિષેનો તારો સંદેહ ટળ્યો નથી. પણ તેથી તારે શરમાવાની જરૂર નથી. સાચી શંકા તો સાચા સત્યની માતા છે!'

આ તે શબ્દો હતા કે માનું વાત્સલ્ય હતું, કંઈ ન સમજાયુ. ઇંદ્રભૂતિનુ મન આપોઆપ ગળી જવા લાગ્યું. મહાવીર ભારે માયાવી લાગ્યા. એમણે ટટાર રહી એની માયાથી દૂર રહેવા પ્રયત્ન કરવા માંડયો.

ભગવાન મહાવીરે આગળ ચલાવ્યું : 'દીવો આખા અંધકારને દૂર કરે, તોય એની નીચે અંધકારની છાયા રહે. માણસની બુદ્ધિ દીવાની જેમ પ્રકાશે, પણ નીચે સંશયની છાયા રહે. એ છાયા કોઈ સ્વયંસંબુદ્ધ દૂર કરે.

વાત નાની; પણ ગાડાના પૈડાના ખીલા જેવી. નાનકડી ખીલી આખા ગાડાને ઉથલાવી નાખે.'

ગૌતમ સ્તબ્ધ બનીને ઊભા રહી ગયા : અરે ! ઇન્દ્રજાળી મહાવીરે મારા પર જ ખરી ઇન્દ્રજાળ પાથરવા માડી !

મહાવીર મીઠી જબાનમાં બોલ્યા : 'રે પ્રિય ગૌતમ ! તારા મનમાં સંદેહ છે, કે જીવ છે કે નહિ હું કહું છુ કે જીવ છે. એ અરૂપી છે. એને વર્ણ નથી, સ્પર્શ કે ગંધ નથી. એ અવિનાશી છે. વિનાશી દેહમાં એ રહે છે, ને પુણ્ય-પાપનો, સુખ–દુઃખનો કર્તા–ભોક્તા બને છે. એ કીડીના દેહમાં રહ્યો છે, ને હાથીના દેહમાં પણ વસ્યો છે; પણ એને આકાર નથી. ચૈતન્ય, વિજ્ઞાન, સંજ્ઞા આદિ લક્ષણોથી એ જાણી શકાય છે. જીવ ન હોય તો પુણ્ય-પાપનું પાત્ર કોણ થાય ? તું આ યજ્ઞ આદિ ક્રિયા કરે છે, એનું નિમિત્ત કોણ બને ? એનુ ફળ કોણ ભોગવે ?'

વાણી સરળ છે, નિર્મળ છે. એમાં નથી છળપ્રપંચ, નથી મગજ પકાવી નાખનારી તર્કજાળ. આટલું નિખાલસ, આત્મપ્રતીતિવાળું ને સરળ તત્ત્વજ્ઞાન એણે સાંભળ્યુ નહોતુ.

ગૌતમ મહાપંડિત હતા, સાથે સત્યના શોધક પણ હતા એમનો ઋજુસ્વભાવી આત્મા વિનમ્ર બની ગયો. અંદર ને અંદર જાણે એમને કોઈ સાદ કરી રહ્યું :

'ગૌતમ! અભિમાન છાંડ!
'ગૌતમ! પાંડિત્યનાં જાળાં દૂર કર!
'ગૌતમ! સત્યની ખોજ કર! એમાં ખોવાઈ જા!'

'સત્ય તો અંતરમાં બેઠું છે. લોકોની વાહવાહ અને હિરણ્ય જોઈ ભુલાવામાં ન પડશો.'

ભારતપ્રસિદ્ધ પંડિતાઈનો પહાડ આગળ વધ્યો. મહાવીર પાસે આવ્યો. બે હાથ જોડી અંજલિબદ્ધ થઈ બોલ્યો:

नमुत्थु णं अरिहंताणं भगवंताणं
आइगराणं तित्थयराणं सयंसंबुद्धाणं ।

ગીર્વાણગિરાના મહાન ઉપાસકોના મુખમાંથી લોકભાષામાં સ્તુતિ નીકળી પડી. ગૌતમ આગળ બોલ્યા:

'હે જ્ઞાનસાગર પ્રભુ! મારા હૃદયમાં હવે સંશય રહ્યો નથી. હું આપને વંદું છું. સ્તવું છું. શિષ્ય તરીકે મારો અને મારા પાંચસો શિષ્યોનો સ્વીકાર કરો. હવે હું સર્વ સંશયોનો ત્યાગ કરી આપની ચરણસેવા ઇચ્છું છું.'

ઇન્દ્રભૂતિ ગૌતમ એ દિવસે વિદ્યા ને જ્ઞાનનો ભારબોજ છાંડી મહાવીરના ચરણકિંકર બની ગયા.

અને એ જ રીતે બીજા દશેદશ વિદ્વાનો મહાવીરને જીતવા આવ્યા, પણ ખુદ જિતાઈને પ્રભુના ચરણકિંકર બની રહ્યા.

ભગવાન મહાવીરને અપાપા નગરીમાં અગિયાર મહાન બ્રાહ્મણ શિષ્યો, અને ૪૪૦૦ એમના શિષ્યો અનુયાયી તરીકે મળ્યા. ભગવાનની ઇચ્છા હવે તીર્થ પ્રવર્તાવવાની થઈ. એમણે તે માટે ચતુર્વિધ સંઘની રચના કરી.

ઇન્દ્રભૂતિ ગૌતમ આદિ અગિયાર શિષ્યોને ગણધર બનાવ્યા, ને તેમના શિષ્યગણને તેમના શિષ્ય તરીકે રાખ્યા. આમ સાધુસંસ્થા સ્થાપી.

કૌશાંબીમાંથી દાસીપણામાંથી મુક્ત થયેલ ચંદનબાળા પણ આ સભામાં હાજર હતી. ભગવાને એને દીક્ષા આપી ને સાધ્વીસમુદાયની સ્થાપના કરી.

આ સભામાં અનેક પુરુષો ને સ્ત્રીઓ હતાં, જેઓ સાધુપદ સ્વીકારવા તૈયાર નહોતાં, પણ ભગવાનના ઉપદેશમાં શ્રદ્ધા ધરાવનાર ને યથાશક્તિ આચરણ કરવા તત્પર હતાં. તેઓને પણ ભગવાને શ્રમણોપાસક ને શ્રમણોપાસિકા તરીકે પોતાના સંઘમાં સમાવ્યાં. શ્રમણોપાસકો અને શ્રમણોપાસિકાઓ શ્રાવક–શ્રાવિકા કહેવાયાં : આમ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ સ્થપાયો.

ભગવાન મહાવીરે પ્રવર્તાવેલા પાંચ મહાવ્રતવાળા ધર્મનું સુકાન આ ચતુર્વિધ સંઘને સોંપવામાં આવ્યું.



[૩૧]

## જનમભોમમાં

નિર્ગ્રંથ ભગવાન મહાવીર પોતાના સમુદાય સાથે વિહાર કરતા આજે બ્રાહ્મણકુંડ ગામમાં પધાર્યા હતા. આ વૈશાલીનું પરું બ્રાહ્મણોથી વસેલું હતું. પાસે ક્ષત્રિયકુંડ ગ્રામ હતું, એ ક્ષત્રિયોથી વસેલું હતું. ભગવાન મહાવીરની જનમભોમનું એ ગામ હતું.

બહુસાલ ઉદ્યાન આજે માણસોથી ચિક્કાર ભરાઈ ગયું હતું. છેલ્લા વખતથી ભગવાન બ્રાહ્મણવિરોધી વલણ દાખવે છે, એવો સર્વત્ર આક્ષેપ થતો હતો. યજ્ઞનો વિરોધ એનું મોટું પ્રમાણ હતું. પણ ભગવાન સ્વયં આજે બ્રાહ્મણોના પરમધામ બ્રાહ્મણકુંડ ગ્રામમાં આવીને ઊતર્યા, એથી સહુને આશ્ચર્ય થયું.

ભગવાને અહીં પોતાની શૈલી પ્રમાણે ઉપદેશ શરૂ

કર્યો. આ સભામાં ભગવાનનો સંસારી જમાઈ રાજકુમાર જમાલિ હાજર હતો. બ્રાહ્મણકુંડગ્રામનો પ્રતિષ્ઠિત નાગરિક કોડાલગોત્રીય બ્રાહ્મણ ઋષભદત્ત પણ હાજર હતો. એની સુશીલ પત્ની દેવાનંદા પણ ઉપસ્થિત હતી. એ ભગવાનને એકીટશે નીરખી રહી હતી.

અરે બ્રાહ્મણનારી! તું મહાવીર સામે આમ એકીટશે શું નીરખી રહી છે? એ ક્ષત્રિયપુત્ર છે, ને હમણાં તો વેદ, યજ્ઞ ને બલિનો વિરોધી બન્યો છે! પણ દેવાનંદાના આનંદની સીમા નહોતી. એનો હર્ષ એની કાયાના કચોળામાં સમાતો નહોતો એના દેહની રોમરાજિ પુલકિત બની ગઈ હતી.

ચાતક ચંદ્રને નીરખી રહે, એમ દેવાનંદા ભગવાન મહાવીરને નીરખી રહી હતી. દેવ જેને આજે નમતા–ભજતા, રાજરાજેશ્વરના મુગટ જેના ચરણમાં ઝૂકતા, એ ભગવાન મહાવીરને આ નારી પુત્રભાવ જેવા ભાવે કાં નિહાળી રહી છે? રે! એ સ્ત્રીના ઉરમાંથી દૂધની ધારા વહી નીકળી!

આશ્ચર્ય! આશ્ચર્યની અવધિ!

જ્ઞાની ગૌતમ આ દૃશ્ય બરાબર નીરખી રહ્યા હતા. ગુરુ સાથે કોઇ વાતનો એમને પડદો નહોતો. ગુરુને પણ પડદો રાખવા જેવું કંઈ નહોતું. જીવન પારદર્શક મણિ જેવું હતું. ગૌતમે ભરીસભામાં ઊભા થઇને પ્રશ્ન કર્યો:

'ભગવાન! આ બ્રાહ્મણનારી દેવાનંદાને આપનાં દર્શન

કરતાંની સાથે આટલો આનંદ કાં થયો? એનાં નેત્રો આટલાં પ્રફુલ્લ કેમ બન્યાં? એની છાતીમાંથી દૂધની ધારા કેમ વહી નીકળી?'

ભગવાને એક વાર દેવાનંદા તરફ નજર નાખી. પછી સભા સામે જોતા, સહજ ભાવે ને નિખાલસ રીતે, ગૌતમને જવાબ આપતાં કહ્યું: 'ગૌતમ! દેવાનંદા મારી માતા છે, હું એનો પુત્ર છું! દેવાનંદાના શરીરમાં જે ભાવ પ્રગટ થયો, તેનું કારણ મારા તરફનો એનો પુત્રસ્નેહ છે!'

રે! ભગવાન શું બ્રાહ્મણ-પુત્ર છે? આખી સભા ભગવાનની આ વાણીથી આશ્ચર્યમાં પડી ગઈ. ને બ્રાહ્મણદ્વેષી તરીકે જેઓ એમની પિછાન કરાવતા, તે ઝાંખા પડી ગયા.

એ સભામાં ઋષભદત્ત ઊભા થઈને કહ્યું: 'હે મહાપ્રભુ! જરા-મરણ, રોગ-શોકથી વ્યાકુલ આ સંસારથી મને તારો!' ભગવાને ઋષભદત્તને દીક્ષા આપી.

રાજકુમાર જમાલિ પણ ઊભો થયો. એણે ભવતારિણી દીક્ષા આપવાની વિનંતી કરી. ભગવાને એનેય દીક્ષા આપી. એ પણ સાધુતાને પંથે પળ્યો.

દેવાનંદા પણ આર્યા ચંદનાની આજ્ઞા નીચે સાધ્વી બન્યાં. ભગવાને એ આખું વર્ષ વિદેહમાં કાઢ્યું. ચોમાસું વૈશાલીમાં થયું.



[૩૨]

# સાદી વાત, સાદો વિવેક

ભગવાન મહાવીરના અનુયાયી અનેક રાજાઓ હતા. તેમાં કેટલાક શ્રમણોપાસક હતા, તો કેટલાક નિગ્રંથપ્રવચન પર શ્રદ્ધા ધરાવનારા હતા બંને પ્રકારના રાજવીઓમા મગધના રાજવી શ્રેણિક–બિંબિસાર સહુથી આગળ પડતા હતા. ભગવાનની ઉપદેશપદ્ધતિ 'જ્ઞાતાશૈલી' એટલે દૃષ્ટાંતદ્વારા વાત સમજાવવાની હતી રાજગૃહના ચોમાસામાં એમણે આવી કેટલીક કથાઓ કહી.

[ ૧ ]

એકવાર ભગવાને કહ્યું :—

કેટલાક લોકો અતિથિ માટે ઘેટાને પાળે છે ઘેટાને ખૂબ લાડ લડાવે છે, સારો સારો ઘાસ–ચારો ખવરાવે છે. એને ચોળા ને જવસ ખવરાવી હૃષ્ટપુષ્ટ બનાવે છે. ઘેટો ખાય છે, ને મોજ કરે છે.

એ ઘેટો મોટી કાયાવાળો ને મોટા પેટવાળો થાય છે. ઘેટો માને છે,

કે મારા જીવનમાં આનંદ છે, મોજ છે, મસ્ત થઈને ખાવા-પીવાનું છે. બીજાં ઘેટાં, જુઓ ને, કેવાં રખડે છે! કેવાં ભૂખે મરે છે!

એવામાં ઘરધણીને ત્યાં અતિથિ આવે છે.

ઘરધણી મહેમાનને જમાડવા રાતા-માતા ઘેટાને પકડે છે, બાંધે છે, ને એનો વધ કરે છે એના ઝીણા ઝીણા કટકા કરી સ્વાદિષ્ટ વાની બનાવે છે. ઘેટાને મરતી વખતે અતિથિ આવ્યાનો શોક થાય છે!

પણ જરા ઊંડા ઊતરીને વિચાર કરો, કે ઘડપણરૂપી અતિથિ કોને નથી આવવો? ને મૃત્યુરૂપી છરી કોને હલાલ નથી કરતી? એ અતિથિ ને છૂરી આવ્યા પહેલાં જે ચેતે તે ખરો ચેત્યો કહેવાય!

[ ૨ ]

ભગવાને એક કોડી સાટુ ૯૯૯ રૂપિયા ગુમાવ્યાનું દૃષ્ટાંત આપ્યુ :—

એક માણસ કમાવા માટે પરદેશ ગયો.

ખૂબ મહેનત કરીને એ હજાર રૂપિયા કમાયો.

એ હવે સાગ સથવાગ સાથે ઘેર આવવા નીકળ્યો. એણે એક હજાર રૂપિયામાંથી એક રૂપિયો જુદો રાખ્યો, ને ૯૯૯ વાંસળીમાં નાખી કેડે બાંધ્યા.

એક રૂપિયાની એણે સો કોડીઓ લીધી અને નક્કી કર્યું કે આ સો કોડીમાં જ પ્રવાસખર્ચ પતાવવો.

ધીરે ધીરે એણે ઘણો રસ્તો કાપી નાખ્યો. હવે માગ થોડેક દૂર રહેલો એ એક ઠેકાણે ખાવા બેઠો. ત્યાં એ પોતાની એક કોડી ભૂલી ગયો. એ આગળ વધ્યો. માર્ગમાં એને યાદ આવ્યું કે તે એક કોડી

પાછળ ભૂલતો આવ્યો છે, ને હવે ફક્ત એક કોડી ખાતર નવો રૂપિયો વટાવવો પડશે. વિચાર્યું કે પાછા જઈને કોડી લઈ આવું!

પણ કેડે ૯૯૯ રૂપિયાનું જોખમ હતું, એ લઈને એટલા પાછા ફરવું ઠીક નહોતું. એણે એક ઠેકાણે ખાડો ખોદીને એ રૂપિયા દાટયા, ને કોડી લેવા હાંફળોફાંફળો પાછો ફર્યો

દોડતો દોડતો એ પેલા સ્થળે ગયો, પણ ત્યાં કોડી ન જડી

દોડતો પાછો પોતાના સ્થળે આવ્યો, ત્યાં આવીને જોયું તો દાટેલા રૂપિયા કોઈ કાઢી ગયેલું એની તો કોડીયે ગઈ, ને ૯૯૯ રૂપિયા પણ ગયા!

આમ એક કોડી સાટુ ૯૯૯ રૂપિયા ખોનારની જેમ, દેહ ખાતર આત્મા ખોનારાઓએ વિચાર કરવા જેવો છે.

[ ૩ ]

ભગવાને એક કેરી ખાનારનું દૃષ્ટાંત આપ્યું :—

એક રાજાને કેરી ખાવાનો ઘણો શોખ.

બહુ કેરી ખાવાથી એને વિપૂચિકા (કોલેરા)નો રોગ થયો.

વૈદે એને દવા આપી સાજો કર્યો, પણ સાથે ચેતવણી આપી કે હવે કેરી ખાશો તો જીવ ખોશો.

રાજાએ થોડા દહાડા તો વૈદનું કહેવું માન્યું; પણ પછી એનું મન કેરીમાં રમવા માંડ્યું કેટકેટલા ખાવાના! કેટકેટલાં પીવાનાં! પણ ન જાણે, રાજાને કેરી વગર ચેન ન પડે!

વસ્તુ તો સાવ નાનીશી, પણ રાજાને એણે ઘાંઘો બનાવી દીધો.

આખરે રાજા રહી ન શક્યો. એણે એક દહાડો કેરી ખાધી

ફરી એને રોગ થયો દવાથી એ સાજો ન થયો.

ઝેરી જેવી તુચ્છ વસ્તુ ખાતર જીવ ખોયો

[ ૪ ]

ભગવાન મહાવીરે પોતાના કથનને વધારે સરળ કરવા કહ્યું :—

ત્રણ વેપારી છે સરખી મૂડી લઈ વેપારે નીકળ્યા છે.

દેશદેશાંતર ઘૂમીને ઘણે દહાડે સહુ પાછા ફર્યા-

પહેલો વેપારી મૂળ મૂડી બમણી કરીને પાછો આવ્યો હતો.

બીજો વેપારી ભાવની ગરદીમાં ફસાયો, છતાં મૂળ મૂડી સાચવીને પાછો વળી નીકળ્યો.

ત્રીજો વેપારી તો નુકસાનીમાં જ ડૂબી ગયો હતો : લાભની વાત તો દૂર રહી, મૂળગી મૂડી જ ખોઈને આવ્યો હતો।

સંસારના તમામ જીવો આ ત્રણ પ્રકારના વેપારીઓ જેવા છે :

પહેલા પ્રકારના જીવો મનુષ્યરૂપી મૂળ મૂડીને જાળવે છે, ને ઉપરાંત પૂન્યતાને પામે છે; મનુષ્યજીવનમાં સદાચાર, તપ, શીલ ને વ્રત વગેરે પાળી દેવ બને છે.

બીજા પ્રકારના જીવો દેવ નથી બનતા, પણ મનુષ્યત્વ જાળવી રાખે છે; સાદા આચારોને પાળે છે.

ત્રીજા પ્રકારના જીવો તો મનુષ્યત્વ પણ ખોઈ નાખે છે, ને અનાચારી ને દુરાચારી બની નરકના ભાગી બને છે.

O

આ ઉપદેશોએ, આવી સાદી વાતોએ, અનેક હૃદયો પર અસર કરી, ને કંઈક માનવીઓ ભગવાન મહાવીરે ઉપદેશેલા ધર્મના પાલક બન્યા.



[૩૩]

## જયન્તીના પ્રશ્નો

ભગવાન મહાવીરે પંદરમું ચોમાસું વૈશાલીમાં વીતાવ્યું. પછી પ્રભુ વત્સભૂમિ તરફ ચાલ્યા. ધીરે ધીરે તેઓ કૌશાંબી આવી પહોંચ્યા. આપણે એ જાણીએ છીએ કે કેવળજ્ઞાની થયાં પહેલાં તેઓ અત્રે આવ્યા હતા; અને અભિગ્રહ ધારણ કરી દાસી ચંદનબાળાને હાથે ભિક્ષા સ્વીકારી એને ઉદ્ધારી હતી. ને લડાઈઓ કેવી ભયાનક હોય છે, એ એમણે મૌનવાણી દ્વારા સમજાવ્યું હતું.

ચંપાને જીતનાર કૌશાંબીપતિ રાજા શતાનિક થોડા વખત પહેલાં ગુજરી ગયો હતો. એનો પુત્ર ઉદયન વત્સરાજ હજી બાળક હતો. એની માતા રાણી મૃગાવતી રાજ ચલાવતી હતી. રાજા શતાનિકને એક ધર્મિષ્ઠ ને જ્ઞાની બહેન હતી. એનું નામ જયન્તી. જયન્તી શ્રમણોપાસિકા હતી.

ને તેના સમાનધર્મી તરફના આદરભાવને કારણે અનેક શ્રમણો ને શ્રમણોપાસકો એને ત્યાં ઊતરતા.

ભગવાન મહાવીર કૌશામ્બીના ચંદ્રાવતરણ ચૈત્યમાં ઊતર્યા હતા. આ ખબર મળતાં આખું નગર ઉપદેશ સાંભળવા આવ્યુ. ભગવાને પણ આ લોક ને પરલોક માટે કલ્યાણકારી ઉપદેશ આપ્યો. ઉપદેશ પૂરો થતાં સહુ વિદાય થયા

આ વખતે રાજકુમારી જયન્તી પોતાના પરિવાર સાથે ત્યાં જ બેસી રહી પછી યોગ્ય સમય જોઇને એણે ભગવાનને થોડા પ્રશ્નો કર્યા. ભગવાને પોતાની સાદી શૈલીમાં સુંદર ને માર્મિક જવાબ આપ્યા.

જયન્તી : જીવ ભારે કેમ થાય છે ?

ભગવાન : હિંસા, જૂઠ, ચોરી, અનાચાર ને સંઘરાની વૃત્તિ વગેરે અઢાર પાપસ્થાનકોના સેવનથી જીવ ભારે થાય છે ને જીવનુ ભ્રમણ વધે છે

જયન્તી : ભગવાન, ઊંઘવું સારું કે જાગવું સારું ?

ભગવાન : કેટલાક જીવોનુ ઊંઘવું સારુ છે; કેટલાકનું જાગવું સારુ છે.

જયન્તી : ઊંઘવું કે જાગવું—બેમાંથી એક વાત સારી હોઈ શકે, બે વિરોધી વાતો એકસાથે કેવી રીતે સારી હોઈ શકે, પ્રભુ ?

ભગવાન : અધર્મમાર્ગના પ્રવાસી, અધર્માચરણ કર-

નારા ને અધર્મથી જીવનનિર્વાહ કરનારા જીવો ઊંઘે છે, ત્યા સુધી એ હિંસાથી બચે છે, ને બીજા જીવો ત્રાસથી બચે છે. એનુ ઊંઘવું એના માટે ને અન્યને માટે સારુ છે.

જયન્તી · સાચુ કહ્યુ, ભગવાન! હવે જાગવું કોનું સારુ ?

ભગવાન : જે જીવો દયાળુ છે, સત્યવાદી છે, અણહકનુ લેતા નથી, સુશીલ છે, અસંગ્રહી છે, તેવા લોકો જાગે તેમા તેની જાતનુ ને જગતનું બનેનું કલ્યાણ છે.

જયન્તી : જીવો સબળ સારા કે નિર્બળ સારા ?

ભગવાન : ધર્મી જીવો સબળ સારા; તેઓ પુરુષાર્થ દ્વારા પોતાનુ ને પારકાનું કલ્યાણ કરે છે. અધર્મી જીવો નિર્બળ સારા, પોતાની નિર્બળતાથી એ પારકાને પીડા પહોચાડી શકતા નથી, અને પોતાની જાતનુ પણ ઘણુ અકલ્યાણ કરી શકતા નથી.

જયન્તી : જીવ ઉદ્યમી સારો કે આળસુ સારો ?

ભગવાન · એનો જવાબ પણ ઉપર મુજબ છે.

આ સિવાય રાજકુમારી જયન્તીએ બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા. ભગવાને સાદી રીતે લોકભાષામા જવાબ આપ્યા આ પરથી એ વખતની સ્રીઓ કેટલી ભણેલીગણેલી ને જ્ઞાની રહેતી, એ જણાઇ આવે છે. આ જવાબોથી ખુશી થઇ ભગવાન પાસે જયન્તીએ સાધ્વીપદ સ્વીકાર્યું.



[૩૪]

## યુદ્ધ અટક્યું

ભગવાન ફરી એક વાર કૌશાંબીમાં આવ્યા. પણ આ વખતે કૌશાંબીની સ્થિતિ ખરાબ હતી. ઉજ્જૈનીનો રાજા પ્રદ્યોત મોટી સેના સાથે એના પર ચઢી આવ્યો હતો. કૌશાંબીનો રાજા ઉદયન હજી નાનો હતો. રાણી મૃગાવતી એની વતી રાજ ચલાવતી હતી. ઉજ્જૈનીની સેના આગળ કૌશાંબી ટકી શકે તેમ નહોતું. સહુ કૌશાંબી-વાસીઓએ કેસરિયાં કરવાનો નિર્ણય કર્યો હતો.

ઉજ્જૈનીનો રાજા પ્રદ્યોત બહુ ક્રોધી ને ભયંકર હતો. એથી એ ચંડપ્રદ્યોતને નામે ઓળખાતો. એણે નિર્દોષ કૌશાંબીવાસીઓ સામે દયા દાખવતાં એક શરત મૂકી હતી : 'જો રાણી મૃગાવતી મારો સ્વીકાર કરે, તો હું પાછો ફરી જાઉં. તમારી નગરીને ઊની આંચ પણ નહિ

આવે. નહિ તો તમે મને જાણો છો : પટ્ટણ સો દટ્ટણ થશે!'

કૌશાંબીવાસીઓ આનો ખૂબ કડક જવાબ વાળવા માગતા હતા, પણ રાણી મૃગાવતીએ એ કામની બધી જવાબદારી પોતે ઉપાડી લીધી. એણે 'આડે લાકડે આડા વેહ,' જેવું કામ કર્યું. એણે ચંડપ્રદ્યોતને કહેવરાવ્યું :

'પતિશોક તાજો છે. રાજવ્યવસ્થા ઠીક કરવાની છે. ઉદયન બાળક છે. રાજ તો ઘીના ઘડા જેવું છે: અનેક બિલાડીઓ તકની રાહ જોઈને બેઠી હોય છે. એની ગોઠવણ કરી લઉં. ત્યાં સુધી થોડું થોભી જાઓ.'

કહેવત છે કે ઘુવડ દિવસે જોઈ શકતું નથી, કબૂતર રાતે જોઈ શકતું નથી; પણ કામી જન તો રાતે કે દિવસે ક્યારેય કંઈ જોઈ શકતો નથી.

ચંડપ્રદ્યોતે એ વાત સ્વીકારી, ને એ પાછો વળી ગયો. રાણીએ કૌશાંબીનો કોટ સમરાવી મજબૂત કરી લીધો.

આ તરફ ઉજ્જૈનીમાં મૃગાવતીના નોતરાની રાહ જોઈને બેઠેલો પ્રદ્યોત આખરે થાક્યો. કાગળ પર કાગળ લખ્યા, પણ જવાબ કોઈ લખે તો ને! આખરે ભયંકર કોપ કરીને સેના સાથે એ ચઢી આવ્યો. રે, કાલે યુદ્ધ મંડાશે! જુવાનો બધા કપાઈ મરશે. નગર ખંડેર થશે. મૃગાવતી સતી થશે.

દેશ સ્મશાન બની જશે.

એક એક પળ ચિંતાજનક વીતતી હતી. ત્યાં એકાએક ભગવાન મહાવીર આવ્યાના સમાચાર આવ્યા. શાન્તિના જાણે સમીર લહેરાવા લાગ્યા. મૃગાવતીએ વિચાર્યું કે યુદ્ધ કોઈથી અટકે તો તે માત્ર કરુણાસાગર ભગવાન મહાવીરથી. એણે દિવસોથી નગરના દરવાજા બંધ કરાવ્યા હતા, એ તરત ખોલાવી નાખ્યા, ને ભગવાનનાં દર્શને ચાલી નીકળી.

ભગવાન ધર્મસભામાં બેસી ઉપદેશ આપતા હતા. આ સભામાં રાજા ચંડપ્રદ્યોત પણ હાજર હતો. ભગવાને પરિસ્થિતિને લક્ષમાં લઈ સુંદર ઉપદેશ આપ્યો, હૃદયભેદક દૃષ્ટાંતો કહ્યાં. બાહ્ય યુદ્ધ કર્યે કંઈ નહિ વળે, અંદરના દુશ્મનો સાથે યુદ્ધે ચડો, તો કંઈક આત્મકલ્યાણની આશા છે. નહિ તો તમે ડૂબશો ને બીજાને ડુબાડશો. આમ માનવજીવન સફળ કરવાનો સંદેશ આપ્યો.

રાણી મૃગાવતી ધર્મસભામાં ઊભી થઈને બોલી: ‘હું દીક્ષિત થવા ચાહું છું. રાજા ચંડ પ્રદ્યોત મને પરવાનગી આપે.’

ચંડપ્રદ્યોતના દિલ પર ઉપદેશનો પ્રભાવ પડ્યો હતો. એણે રાણીને દીક્ષા લેવાની રાજીખુશીથી રજા આપી.

રાણીએ વધારામાં કહ્યુ : 'જો તમે મને રાજીખુશીથી રજા આપતા હો, તો મારા પુત્રને તમારો ગણો; એને રાજકાજના પાઠ શીખવો. એના શિરછત્ર બનો.'

ચંડપ્રદ્યોતે એ કબૂલ કર્યું. રાણી મૃગાવતીએ સભામાં જ દીક્ષા લીધી. એ દહાડે પ્રભુની દેશનાથી યુદ્ધની ખૂનરેજી ટળી. કૌશાંબીમાં કુશળખેમના વાયરા વાયા.

[૩૫]

## વીરધર્મની પિછાન

**એ**કવાર ભગવાન પોલાસપુરમાં આવ્યા. આ ગામમાં સદ્દાલપુત્ર નામનો એક કુંભાર રહેતો હતો એ જ્ઞાની તત્વજ્ઞ હતો. એ ગોશાલકના આજીવક મતનો ઉપાસક હતો.

સદ્દાલપુત્ર પાસે દશ હજાર ગાયોનો વ્રજ હતો. એક કોટી હિરણ્ય નિધાનમાં, એક વાપરવામાં ને એક વ્યાજમાં હતું. પાંચસો એનાં હાટ હતાં.

એક વાર એ અશોકવાટિકામાં હતો, ત્યાં કોઈએ ખબર આપ્યા કે સર્વજ્ઞ પધાર્યા છે. સદ્દાલપુત્ર સમજ્યો કે પોતાના મહાગુરુ ગોશાલક પધાર્યા હશે. એ દોડ્યો, પણ જઈને જોયું તો શ્રમણ ભગવાન મહાવીર!

એ ત્યાં બેઠો, અને ભગવાનનો ઉપદેશ સાંભળ્યો. ઉપદેશ સાંભળતાં એને શ્રદ્ધા થઈ. એણે પાસે જઈને ભગવાન મહાવીરને પોતાને ઘેર પધારવાનું આમંત્રણ આપ્યુ.

ભગવાન મહાવીર બીજે દિવસે તેના ઘેર ગયા. સદ્દાલપુત્ર એ વખતે પોતાના નકશીદાર ઘડાઓને કાળજી-પૂર્વક તડકે મૂકતો હતો. એ વિનયી હતો. એણે ભગવાનને જોતાં જ એમનું સ્વાગત કર્યું.

ભગવાને ત્યાં સ્થિર થતાં સ્વાભાવિક જ પ્રશ્ન કર્યો :

'સદ્દાલપુત્ર! આ ઘડા કેવી રીતે બન્યા?'

'પહેલાં એ માટીનાં ઢેફાં હતાં. એને મસળી પિંડ બનાવી ચાકે ચડાવ્યો. હવે તે ઘડો બન્યો.'

'વારુ! તારા નકશીદાર ઘડાઓને કોઈ લઈને ફોડી નાખે તો? તને દુઃખ થાય ખરુ કે નહીં?

'શા માટે ન થાય? પણ હું કોઈને ફોડવા જ કેમ દઉ?'

'એમાં તું શા માટે વિરોધ કરે?'

'ભગવન્, પેટનાં જણ્યાં જેવા આ ઘડા છે. એની માટી જેવી તેવી નથી એ લાવતાં મારે અનેક જાનવરોનો ભોગ આપવો પડચો છે. લાવીને એને ચોખ્ખા જળથી

કાલવી છે, ને પછી મારી પ્રિય પત્ની અગ્નિમિત્રાના કોમળ પગોએ એને સુંદર રીતે કેળવી છે. કેળવ્યા પછી કુશળ કારીગરને હાથે એ ચાક પર ચઢી છે; ને એમાંથી આ ઘડો નિપજ્યો છે.'

'વાહ, વાહ, શો તારો પુરુષાર્થ! ત્યારે તો તેં તારા બલ, વીર્ય ને પરાક્રમથી જ આ નિપજાવ્યું છે, કેમ?' ભગવાને એને મૂળમાંથી પકડ્યો.

સદ્દાલપુત્ર ચમક્યો એ પોતે આજીવક મતનો અનુયાયી હતો. એ મન નિયતિવાદમાં માનતો. એની માન્યતા હતી કે જે થવાનું હોય તે થાય છે, એમાં માણસનાં ઉત્થાન, બળ, વીર્ય ને પરાક્રમ નિરર્થક છે.

ભગવાનનું કથન સદ્દાલપુત્ર સમજ્યો. એણે તરત વાત ફેરવીને કહ્યું: 'ના, ના. એ તો થવાનું હતું ને થયું, બધી વસ્તુઓ નિયતિના બળે બન્યા કરે છે. પુરુષકારની અથવા ઉત્થાન, બળ ને વીર્યની ત્યા જરૂર નથી.'

ભગવાનની મુખમુદ્રા પર દિવ્ય સ્મિત ફરકી રહ્યું. એમણે વાંસળીના જેવા મીઠા સ્વરે કહ્યું: 'ખોટું ન લગાડે તો એક વાત પૂછી લઉં. નિયતિથી જ જો આ બધું બનતું હોય તો—કોઈ જોરજુલમથી તારાં વાસણ ફોડી જાય, કોઈ તારો નીંભાડો બુઝાવી નાખે, તને મારે,

લૂંટે, અરે, તારી આ પ્રિયા પત્ની અગ્નિમિત્રાને દુષ્ટ ઇરાદાથી ઉપાડી જાય તો—તારે એમાં ખિજાવાનું કે કોપ કરવાનું કંઇ કારણ ન રહ્યું, ખરું ને ?'

સદ્દાલપુત્ર ભગવાનનાં આ વચનો સાંભળી રાતો પીળો થઈ ગયો. એણે આવેશમાં આવીને કહ્યું :

'ભગવાન, ખિજાવાની કે કોપ કરવાની વાત તો બાજુએ મૂકો; હું એ દુષ્ટ માણસને મારું, કાપુ, કદી, જીવતો જવા ન દઉ'

'અરે સદ્દાલપુત્ર, તારો જ સિદ્ધાંત, તું જ કેમ, ભૂલે છે? તારા સિદ્ધાંત પ્રમાણે તો, ન કોઈ વાસણ ફોડે છે, ન કોઈ તારી પત્નીને ઉપાડી જાય છે! તારા મત પ્રમાણે તો કોઈના પ્રયત્ન વિના, એ તો બનવાનું બન્યે જાય છે! ઉત્થાનની, બળની, વીર્યની, પુરુષાર્થની તને—નિયતિવાદના ઉપાસકને—શી એવના ?'

આ શબ્દો સાંભળી સદ્દાલપુત્રનાં અજ્ઞાનનાં પડળ એકદમ ઊતરી ગયાં. એ દહાડે સદ્દાલપુત્ર વીરધર્મને સાચી રીતે સમજ્યો.



[૩૬]

# એક હજાર માઈલ પગપાળા

સિંધુ-સૌવીર નામનો દેશ છે. વીતભયપટ્ટન એનું રાજધાનીનું શહેર છે. ઉદાયન નામનો રાજા ત્યાં રાજ કરે છે.

ઉદાયન આત્મામાં માનનારો છે. એ મનમાં વિચારે છે: રે! ભગવાનનાં દર્શન કરનારા જીવોને ધન્ય છે. મહા જ્યોતિ અહીં આવે તો હું પણ દર્શન કરી યોગ્ય સેવા કરું.

ભગવાન આ વખતે ચંપાનગરીના પૂર્ણભદ્ર ચૈત્યમાં હતા. તેઓએ ઉદાયન રાજાનો મનોભાવ જાણ્યો, ને તરત તે તરફ ચાલી નીકળ્યા. એક રાજા બોધ પામે તો હજારો પ્રજાજનો તેને અનુસરે. એ વખતમાં રાજા પર પ્રજાને એટલો ભરોસો.

ચંપાનગરીથી વીતભયનગર લગભગ એક હજાર માઈલ

છેટે હતું. માર્ગમાં મરુભૂમિ પડતી હતી. નવા નવા ને જુવાન સાધુઓને ભૂખ ને તૃષા ખૂબ સતાવતી; છતા પ્રવાસ ચાલુ રહેતો. ભૂખ-તરસથી પાછાં પગલાં ભરે એ ભિક્ષુ નહિ.

માર્ગમાં તલની ગાડીઓ મળી. ગાડામાલિકે ભિક્ષુઓને તલ આપવા માંડ્યા. નાના સાધુઓ ભગવાન પાસે આજ્ઞા માગવા ગયા.

ભગવાને કહ્યુ : ‘ સાધુને સચિત્ત વસ્તુનો ત્યાગ હોય છે. જોકે આ તલ અચિત્ત છે, પણ તે હું મારા જ્ઞાનથી જાણી શકું છું, પણ ભવિષ્યમા બીજા કેમ જાણી શકશે ? માટે એ લેવાનો હું નિષેધ કરું છું.’

આવી રીતે પાણી માટે બન્યુ. ભગવાને કહ્યું : ‘ આ તળાવનું પાણી અચિત્ત છે; પણ તે હું જાણી શકું છું, બીજા નહિ. માટે વ્યવહારની રીતે હું ના કહું છું.’

ભગવાન આમ અપાર સંકટો વેઠી, એક હજાર માઈલનો જીવલેણ પ્રવાસ ખેડી, વીતભયનગર પહોંચ્યા. ત્યાંના રાજાને એમણે ધર્મનો ઉપદેશ આપ્યો, સાચો શ્રમણોપાસક બનાવ્યો, અને તરત જ પાછા ફર્યા.

માર્ગમાં બનારસ આવ્યુ. એનો રાજા એમનો અનુરાગી બન્યો. રાજા અનુરાગી થાય, એટલે પ્રજા કંઈ પાછળ રહે ? બનારસના બે કરોડપતિ—ચુલનીપિતા તથા સુરાદેવ—તેમના

અનુયાયી બન્યા.

એ ચોમાસુ ભગવાને રાજગૃહમાં કર્યું. રાજગૃહના સ્વામી શ્રેણિક–બિંબિસારના અનેક પુત્રોએ, અને અનેક રાણીઓએ દીક્ષા લીધી.

રાજા શ્રેણિક–બિંબિસારે ઘોષણા કરી :

'જે કોઈ ભગવાન પાસે દીક્ષા લેવા માગે તે લઈ શકે છે. પાછળની જવાબદારીઓ રાજ્ય અદા કરશે.'

ત્યાગના દીપકમાં વિશેષ તેલ પુરાયું.



[૩૭]

## વૈશાલીનું યુદ્ધ

શ્રીકૃષ્ણે યાદવોને અનેક રીતે વાર્યા, પણ જેમ યાદવાસ્થળી ન રોકી શકાઈ, એમ ભગવાન મહાવીરે ક્ષત્રિયોને અનેક વાર કહ્યું :

'જીવન પાંદડા પર પડેલા બિંદુ જેવું ક્ષણિક છે

'કામ–ભોગ વાદળ જેવાં ચંચળ છે.

'બહાર યુદ્ધ કરવા જેવુ કંઈ નથી; અંદર યુદ્ધ કરો

'જેને તમે હણવા માગો છો, તે તમે જ છો. જેને તમે પરિતાપ ઉપજાવવા માગો છો, તે તમે જ છો. જેને તમે દબાવવા માગો છો, તે પણ તમે જ છો. આમ વિચારી સમજુ માણસ (પડિબુદ્ધજીવી) કોઈને હણતો નથી કે હણાવતો નથી.'

ક્ષત્રિયો તત્કાલ તો એ વાત સમજ્યા, પણ રાજ્ય-લોભ જબરો નિવડ્યો. એમાંય રાજગૃહમાંથી જ એ આગ

સળગી. શ્રેણિક જેવા પિતાને કેદમાં નાખી, તેના પુત્ર અજાતશત્રુએ રાજનો કબજો લીધો, એટલું જ નહિ, પિતાને કારાગૃહમાં રિબાવી રિબાવીને માર્યો, ત્યારે જગતને રાજલક્ષ્મીના ભયંકર સ્વરૂપનું સાચું ભાન થયું.

શ્રેણિકને મહાવીરના સંસર્ગથી જે આત્મલક્ષ્મી પ્રાપ્ત થયેલી, તેણે તેનું કલ્યાણ કર્યું. પણ આ મહાપાપનો પ્રતિઘોષ હોય તેમ મગધ અને વૈશાલી વચ્ચે યુદ્ધ જાગ્યું.

રાજલક્ષ્મીના અનિષ્ટ સ્વરૂપનું એ વખતે સહુને દર્શન થયું. માણસને માખીની જેમ સંહારનારાં રથમૂશલ ને મહાશિલાકંટક નામનાં યુદ્ધ-યંત્રો શોધાયાં.

રથમૂશલ યંત્રમા એવી કરામત કરી હતી કે એ યુદ્ધના મેદાનમાં આપમેળે આગળ વધતું, હાંકનાર વગર ચાલતું. એ યંત્ર આપોઆપ શત્રુદળમાં પેસી જઈ લોહમૂશળથી હજારોનો કચ્ચરઘાણ કાઢતું.

બીજા યંત્રનું નામ મહાશિલાકંટક હતું. એમાં એવી કરામત હતી કે એમાંથી નાનો કાંકરો પણ છૂટતો તે શિલાના વેગથી શત્રુને વાગતો. આ લડાઈમાં એક તરફ નવ લિચ્છવી ને નવ મલ્લ રાજાઓ તેમ જ કાશીકોશલના અઢાર રાજાઓ ને તેમનું સૈન્ય હતું. બીજી તરફ મગધરાજ અજાતશત્રુ ને તેના દસ ભાઈઓ હતા.

આ ભયંકર યુદ્ધનું નિમિત્ત એક હાથી ને એક હાર

બન્યાં હતાં એ તો બહાનાં હતાં. સાચી વાત તો સહુનાં અંતર લડાઈ માટે ઝંખતાં હતાં, એ હતી.

આ યુદ્ધ મહાભયંકર થયું. ૯૬ લાખ માણસો એમાં મરાયાં. અજાતશત્રુએ સોનાની વૈશાલીને ખંડેર કરી એના પર હળ ફેરવ્યું; હળે ગધેડાં જોડ્યાં!

વેરનો આ વિપાક જોઈ આખો દેશ કંપી ઊઠ્યો. વાસ્તવમાં એ યુદ્ધ તો રોકી શકાયું, પણ મહાવીરની અહિંસાના મહિમાનું સહુને પ્રત્યક્ષ દર્શન થયું.



# [૩૮]

## જીવલેણ પ્રસંગ

ભગવાન મિથિલામાં ચાતુર્માસ ગાળી, શ્રાવસ્તી નગરીમા આવ્યા. દીક્ષાનું આ તેમનુ સત્તાવીશમું વર્ષ હતું.

આ વખતે ગોશાલક અહીં જ હતો. ગુરુ ને શિષ્ય બરાબર સોળ વર્ષ પછી, એક ગામમાં ભેગા થતા હતા. આજે એ જૂનો ગોશાલક નહોતો રહ્યો, જે પોતાના ગુરુ મહાવીરનો મહિમા ગાવા ખાતર ભાતભાતના દુઃખ વેઠતો, માર ખાતો, ને માર ખાતો ખાતો પણ ગુરુની પ્રશંસા કરતો.

ગોશાલક આજે ભગવાન મહાવીરનો હરીફ બન્યો હતો, એ પોતે સર્વજ્ઞ, તીર્થંકર ને અર્હન છે એમ કહેતો હતો.

શ્રી. ગૌતમ ભિક્ષા માટે શ્રાવસ્તીમાં ગયા, ત્યારે એમણે લોકોને કહેતા સાંભળ્યા,

'આજે શ્રાવસ્તીમાં બે તીર્થંકરો આવ્યા છે.'

શ્રી ગૌતમ ભિક્ષા લઈ પાછા વળ્યા, ને એમણે ભગવાનને પ્રશ્ન કર્યો · 'શું ગોશાલક ખરેખર તીર્થંકર છે?'

મહાવીર ધર્મસભામાં બેઠા હતા. એમણે સહુ સમક્ષ જ કહ્યું : 'ગૌતમ, ગોશાલક નથી સર્વજ્ઞ કે નથી તીર્થંકર. એ તીર્થંકર શબ્દનુ અપમાન કરે છે. યોગ્યતા વગર ઉપાધિ કેવી? આજથી ચોવીસ વર્ષ પહેલા મારી પાસે એણે દીક્ષા લીધી હતી. એ છ વર્ષ મારી સાથે રહ્યો, મને પ્રેમથી અનુસર્યો, પછી તે શક્તિ તરફ આકર્ષાયો, શક્તિથી મળતી કીર્તિનો દાસ બન્યો. એ મારાથી જુદો પડ્યો, સ્વછંદી થયો, સ્વછંદે વિહરવા લાગ્યો. એ તીર્થંકર નથી, એ સર્વજ્ઞ નથી. એ છ મહાનિમિત્તોનુ જ્ઞાન ધરાવે છે, પણ સર્વજ્ઞપણા કે તીર્થંકરપણા સાથે એને કશી લેવાદેવા નથી.'

ધર્મસભા પૂરી થયે નગરજનો તરત જ આર્ય ગોશાલક પાસે પહોચ્યા. લોક તો ઝઘડાનું રસિયુ હોય છે. ભગવાન મહાવીરે કહેલી વાત આર્ય ગોશાલકને કહી.

ગોશાલકને લાગ્યુ કે આ મહાવીર મારી સોળ વર્ષની કીર્તિને સાફ કરી નાખશે, મારી બનાવેલી બાજી બગાડી નાખશે. હું ક્યાંયનો નહીં રહું. એના અ તરમા ભય કર ક્રોધ જાગ્યો.

એ વખતે આનંદ નામના મહાવીરના શિષ્ય ત્યા

થઈને નીકળ્યા. ગોશાલકે ભયંકર ગર્જના કરતા એને કહ્યુ : 'કહી દેજો તમારા એ...ને! હું એને છેડતો નથી, ને એ મને વારે વારે છેડે છે! સદ્દાલપુત્રને એમણે મારા વિરુદ્ધ ભરમાવ્યો, મારા મતમાં મોટું ભંગાણુ પાડ્યું. કહી દેજો તમારા તીર્થંકરને મને છ છેડીને ચાર નહિ કાઢે!'

ભગવાન મહાવીરને આ સમાચાર મળ્યા, એમણે તમામ શિષ્યોને સૂચન કર્યું કે એના વિરુદ્ધ કંઈ ન બોલવું. ત્રાજવું ભલે પોતાના ભારથી જ તૂટી જાય. પણ નગરજનોમાં આ બે સર્વજ્ઞો વચ્ચેના સંઘર્ષનો ભારે ઉત્સાહ હતો.

તેઓએ આખરે ગોશાલકને મેદાને પાડ્યો. એ પોતાના શિષ્ય-પરિવાર સાથે ભગવાન મહાવીરના ઉતારે આવ્યો. માણસ તો માતું નહોતું.

ગોશાલકે પોતાનો વાણી-વ્યાપાર ચાલુ કર્યો. મહાવીર સ્વસ્થ બેઠા સાંભળી રહ્યા. ગોશાલકનો વેગ આથી વધ્યો. એને જાણે ખુલ્લું મેદાન મળ્યુ. એ ખીલ્યો. એણે ગાલિપ્રદાન શરૂ કર્યું; જેટલું કડવું બોલી શકાય તેટલું બોલવા માંડ્યું.

વાતાવરણ ગંભીર થઈ ગયું. સાધુઓમાં ઉશ્કેરાટનું મોજું ફરી વળ્યું.

ભગવાન મહાવીરે સાધુઓને શાન્ત કરતાં કહ્યું :

‘ એની એવી પ્રકૃતિ છે. પ્રકૃતિ ને પ્રાણ સાથે જાય. એવા તરફ તો ક્રોધને બદલે કરુણા જ શોભે.’

આ શબ્દોએ ગોશાલકને વધુ ઉગ્ર બનાવ્યો. એણે કટુ વચનોથી વાયુમંડળ ભરી દીધું. માનવમેદની પણ ગોશાલક તરફ જરા નારાજી બતાવી રહી.

ભગવાન મહાવીરના સર્વાનુભૂતિ નામના શિષ્યથી ન રહેવાયુ. એ આગળ આવ્યા, ને બોલ્યા : ‘ રે ગોશાલક ! કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પાસેથી એક પણ આર્ય-વચન શીખ્યા હોઈએ, તોય તે બહુમાન કરવા યોગ્ય છે; તો તું તો શ્રમણ ભગવાન મહાવીરનો જ શિષ્ય છે; એમની પાસેથી સર્વ વિદ્યા શીખ્યો છે. પછી આ અનાર્યપણું કેવું ? અથવા ભગવાને કહ્યું એમ તારી પ્રકૃતિમાં જ એ તત્ત્વ છે ! ભલે ત્યારે ददतु ददतु गालीर्गालीमन्तो भवन्तः । ( ખૂબ ગાળો આપો, કારણ કે તમે ગાળોનો ભંડાર જ છો ! )’

છેલ્લા વાક્ય સાથે આજુબાજુની મેદની હસી પડી. ગોશાલક ઉશ્કેરાયો. એણે સૂર્ય સામે જોયુ. પછી સાધુ સામે જોઈ ભયંકર ફુત્કાર કર્યો. એ સાથે નેત્રોમાંથી દૃષ્ટિવિષ સર્પ જેવી પીંગળી પીંગળી જ્વાલા નીકળી. શિખામણ આપવા આગળ આવેલા મુનિ સર્વાનુભૂતિ ત્યાં ને ત્યાં બળીને ઢીસ થઈ ઢળી પડચા.

સર્વાનુભૂતિનું સ્થાન સુનક્ષત્ર મુનિએ લીધું. એ કંઈક બે શબ્દો કહે, એ પહેલાં તો તે પણ ગોશાલકની આંખમાંથી નીકળતી પીંગળી જ્વાલાઓમાં ભસ્મીભૂત થયા! વાત વાતમાં બે નિર્દોષ મુનિઓની લાશો ત્યાં પડી ગઈ, અને હાહાકાર વ્યાપી ગયો.

ગોશાલક જાણે અવિજેય બની ગયો. એના પ્રતાપથી આખું વાતાવરણ કંપી રહ્યું. માનવમેદની એની શક્તિને ભયથી વંદી રહી. પણ ભગવાન મહાવીરના મરજીવા મુનિઓનો આતશ એમ ઠંડો પડે તેમ નહોતો. જીવનનો મોહ ને મૃત્યુનો ભય છાંડીને તેઓ આવ્યા હતા.

મુનિ સુનક્ષત્રનું સ્થાન લેવા બીજા મુનિઓ આગળ આવ્યા. પણ તેઓને પાછળ રાખી ભગવાન મહાવીરે આગળ આવી એ સ્થાન પોતે સંભાળી લીધું.

ગોશાલકે પોતાના મહાન હરીફને નીરખ્યા. એના માર્ગનો આ મહાકંટક દૂર થાય, તો સંસારમાં ગોશાલકને આંટે એવો બીજો નર કોઈ નહોતો!

ગોશાલકમાં ગજબ ઝનૂન વ્યાપી રહ્યું. ને સાત-આઠ કદમ પાછો હઠયો. એણે મોટી મોટી આંખોને સૂર્ય તરફ સ્થિર કરી ને સૂર્યના પ્રચંડ અગ્નિને જાણે આંખોના કોકામાં સંઘરી લીધો. પછી એણે મહાવીર પર આંખો ઠેરવી બધં-



[૩૯]



# સત્યવક્તા

એક વાર ભગવાન મહાવીરના ભક્ત મગધરાજે પ્રશ્ન કર્યો: 'પ્રભો! મારી શી ગતિ થશે?'

'નરકગતિ,' રાજવી શિષ્યની શેહ રાખ્યા વગર ગુરુએ કહ્યું.

'અને ગોશાલકની?'

'સદ્‌ગતિ!'

રાજા મૂંઝાઈ ગયા. એમણે પ્રશ્ન કર્યો: 'પ્રભો! આપના ભક્તોને નરક અને આપના નિંદકોને સ્વર્ગ? આ તે કેવો ન્યાય!'

'અદલ ન્યાય! છેલ્લી પળે ગોશાલકને મારી શિખામણ સાચી લાગી, અને મૃત્યુની અંતિમ પળો એણે ઉજમાળ કરી. રાજન્! જીવનમાં સાધનાની કિંમત છે, સ્નેહની

કીર્તિની કામનાને છાંડી દે! એની ભસ્મ કરી નાખ!'

મહાવીરના મુખમાંથી અમી ઝરતું હતું. તેઓ આગળ આવીને બોલ્યા. 'એક દહાડો તને મારા પર આંધળો અનુરાગ હતો. મારા માટે તું માર ખાતો, હેરાન થતો. આજે તું દ્વેષમાં અંધ બન્યો છે. મને મારી નાખવા ઇચ્છે છે. મારું અસ્તિત્વ તને ખટકે છે. હું જાણું છું કે રાગ અને દ્વેષ તો એક હાથની બે બાજુ છે. એ બન્નેને વીસરી જા! સ્વસ્થ થા! શાન્ત થા! આત્મકલ્યાણ તરફ જા!'

ઘાયલ સર્પની જેમ કાતિલ નજર ફેરવતો ગોશાલક પાછો ફર્યો. એની દેહમાં જાણે દાવાનલ પ્રગટ્યો હતો.

સાતમે દિવસે ગોશાલક મૃત્યુ પામ્યો.



[૪૦]

## બેડો પાર

સિંહ નામના અનગાર મેંઢિય ગામ બહાર સાણુકોષ્ઠક ચૈત્યમાં તપ કરી રહ્યા હતા. એમની પાસે થોડા વખતથી ઊડતા સમાચાર આવતા હતા :

'રે! ગોશાલકે ભાખ્યું હતું કે ભગવાન છ માસ જીવશે. અને છ મહિનાથી એ પ્રેમમૂર્તિને પિત્તદોષ થયો છે. લોહીના ઝાડા થાય છે. શરીર સુકાઈને કાંટો થઈ ગયું છે. અરેરે! ભગવાનને કંઈ થયું, તો લોકો શું કહેશે? પ્રેમજ્યોતિ બુઝાઈ જતાં, કેટકેટલા જીવ ભવાટવિમાં અથડાઈ પડશે!'

આમ આ મહાતપસ્વી સાધુ તપ કરવા છતાં, મનમાં વ્યાકુલ રહેતા હતા. શાંતિ એમને લાધતી નહોતી. એવામાં સમાચાર આવ્યા કે ભગવાન ત્યાં આવ્યા છે, સિંહ અનગાર

નહિ.' ભગવાન મહાવીરે સ્પષ્ટ કર્યું.

ભગવાનને જેવું ગોશાલકની બાબતમાં બન્યું, તેવું પોતાનાં પુત્રી-જમાઈની બાબતમાં પણ બન્યું. બન્ને એમનાથી છૂટાં પડ્યાં. પ્રિયદર્શના આખરે તેમની સેવામાં આવી, પણ જમાલિ તો છેવટ સુધી વિરોધી જ રહ્યો

એક વાર જમાલિના મરણના સમાચાર આવ્યા.

શ્રી. ગૌતમે પૂછ્યું: 'ભગવન્, એ કઈ ગતિ પામ્યો?'

ભગવાન બોલ્યા:

'ગુરુદ્વેષી, સંઘદ્વેષી, લોકોને ઊંધે માર્ગ દોરનાર જે ગતિને પામે, એ ગતિને એ પામ્યો. પણ એ પવિત્ર જીવનવાળો, એકાંતમા રહેનારો, ભોગોપભોગમા વિરતિવાળો હોવાથી છેવટે જરૂર સિદ્ધિ પામશે.'

પોતાના કટ્ટર હરીફ અંગેનો મહાવીરનો હેતભાવ અપૂર્વ હતો.

સિંહ અનગાર એકદમ રેવતીના ઘેર જઈ પહોંચ્યા. દ્વાર પર મુનિને આવેલા જોઈ રેવતીએ એમનું બહુમાન કર્યું અને પૂછ્યુ : 'કહો, કેમ પધાર્યા છો ?'

'તમે બે ઔષધ તૈયાર કર્યાં છે ને !'

'હા.' રેવતીને સાધુના આ જ્ઞાન માટે આશ્ચર્ય થયુ.

'એમા એક ભગવાન મહાવીર માટે છે, કેમ ?'

'હા.'

'બીજું સામાન્ય કારણુ માટે છે, ખરું ને ?'

'હા.'

'તમને કયાંથી ખબર પડી કે મેં બે ઔષધી બનાવી છે !'

'ભગવાન મહાવીરે કહ્યુ. તો બીજું ઔષધ મને આપો.'

'શા માટે ?'

'ભગવાન મહાવીર માટે. એમને પિત્તદોષ થયો છે.'

'ભગવાન માટે તો મે ખાસ આગવું ઔષધ તૈયાર કર્યું છે. તે લઈ જાઓ.'

'ના, ભગવાને એની ના પાડી છે.'

ભગવાનને મળવા ને દર્શન કરવા ચાલ્યા; પણ દૂરથી જ પ્રભુની દેહમૂર્તિ જોતાં પોક મૂકીને રડી પડ્યા.

ભગવાને એમને પાસે બોલાવ્યા ને કહ્યું :

'અનગાર! તારો શોક હું ઘણા વખતથી જાણું છું. તને મારી દેહ પર મોહ છે. ભલા, દેહની માયા અનગારને કેવી? છતાં સિંહ, ચિંતા ન કરીશ. હજી સાડા પંદર વર્ષ મારે આ ભૂમંડલ પર રહેવાનું છે. કર્મ ખપાવ્યા વગર મારો પણ છૂટકો ક્યાં છે?'

અનગાર સિંહ બોલ્યા: 'ભગવન્, આપ જે કહો તે સત્ય જ હોય, એ વિશે હું નિઃશંક છું. પણ આપનું શરીર દિનપ્રતિદિન ગળતું જાય છે. આવો સુકાયેલો દેહ અમારાથી જોઈ શકાતો નથી. શું આ રોગનો કોઈ ઉપાય નથી?'

ભગવાન બોલ્યા: 'સિંહ! ઉપાય જરૂર છે. તારી ગરજ છે, તો તું મેંઢિય ગામના ગાથાપતિની પત્ની રેવતીને ત્યાં જા. એણે બે ઔષધ તૈયાર કર્યાં છે: એક મારા માટે તૈયાર કર્યું છે, ને બીજું સામાન્ય માણસ માટે તૈયાર કર્યું છે. એમાં મારા માટે તૈયાર કરેલું ઔષધ ન લાવતો, બીજા માટે તૈયાર કરેલું ઔષધ લઈ આવ.'



[૪૧]

## ચાર યામ ને પાંચ યામ

એક વખત મહાજ્ઞાની ઇન્દ્રભૂતિ ગૌતમ પોતાના શિષ્યપરિવાર સાથે શ્રાવસ્તી નગરીના કોષ્ઠકચૈત્યમાં આવીને ઊતર્યા. ભગવાન થોડા પાછળ હતા.

આ જ વખતે શ્રાવસ્તી નગરીના તિંદુક ઉદ્યાનમાં કેશીકુમાર શ્રમણ પણ પોતાના સમુદાય સાથે ઊતર્યા હતા. તેઓ ભગવાન પાર્શ્વનાથના સંપ્રદાયના હતા.

શ્રી ગૌતમ સાથે સ્થવિરો ને કેશીકુમારની સાથેના શ્રમણોનો અવારનવાર મેળમિલાપ થતો. બધા અરસપરસ વિચારતા કે એક વૃક્ષની બે ડાળ જેવો, એક નદીની બે શાખા જેવો, પ્રભુ પાર્શ્વનો ને મહાવીરનો ધર્મ કહેવાય છે, પછી એમાં આ બધા ભેદાભેદ કેમ?

પાર્શ્વનાથનો ધર્મ ચાર યામવાળો ને મહાવીરનો ધર્મ

રેવતી આ સાંભળી બહુ રાજી થઈ. ઘરમાં જઈને બીજોરાપાક લઈ આવી ભોગે સિંહ અનગારને આપ્યો.

આ બીજોરાપાક પ્રભુએ આરોગ્યો. તેનજોતામાં કાયા કંચનવર્ણી બની ગઈ. બધે હર્ષ વ્યાપી ગયો.

પોતાનો બીજોરાપાક ભગવાને મંગાવીને આરોગ્યો, એ આનંદમાં રેવતી તો જન્મમરણના ફેરા ટાળી બેઠી. કર્તવ્ય નાનું કે મોટું હોય, પણ ભાવનાની બલિહારી છે!

'એ પછી બાવીસ તીર્થંકરોના જમાનાના લોકો સરલ ને ચતુર હતા. એ થોડું કહીએ, તેમાં ઝાઝું સમજતા: કહેનારના કથનના શબ્દોને ન પકડતાં, અંદરના ભાવાર્થને ગ્રહણ કરતા. એ માટે ચાર યામનો ધર્મ એમના વખતમાં રહ્યો. પણ અત્યારના જીવો વક્ર અને જડ છે, આપણા બોલવામાં બારી શોધી કાઢે એવા છે, થોડું બોલ્યુ ઝાઝું સમજનારા નથી, બલ્કે બોલવાનો સગવડિયો અર્થ કાઢે તેવા છે. આજે આચારશુદ્ધિ કઠિન છે, માટે અહિંસા, સત્ય, અસ્તેય ને અપરિગ્રહ–આ ચારમાં બ્રહ્મચર્યનો પાંચમો યામ વધાર્યો.

સ્ત્રી આજ સુધી પરિગ્રહમાં હતી. સોનું–રૂપું, ઘરબાર, ઢોર ને પશુઓની જેમ એની પણ મિલકતમાં ગણતરી થતી. આથી સ્ત્રીની સ્થિતિ ઢોર જેવી થતી. પુરુષ એના પ્રત્યે વિવેક ન રાખતો. આ નવીન પાંચમા બ્રહ્મચર્ય યામથી સ્ત્રીનું સ્થાન સ્વતંત્ર થાય છે.'

કેશી ગણધરને આ સાંભળી આનંદ સાથે સંતોષ થયો. એમણે પોતાની એક બીજી શંકા જાહેર કરતાં કહ્યું '

'ભગવાન પાર્શ્વનાથે સવસ્ત્ર ધર્મનો ઉપદેશ આપ્યો છે. ભગવાન મહાવીર અચેલક ધર્મનો ઉપદેશ આપે છે. એક જ માર્ગના બે આગેવાનોનાં વચનોમાં આટલો ભેદ કેમ?'

પાંચ યામવાળો. પાર્શ્વનાથના સાધુઓ વસ્ત્રવાળા ને મહાવીરના સાધુઓ વસ્ત્રવિનાના. જો એક જ મુક્તિમાર્ગના બંને ઉપાસક હોય તો આટલો મતભેદ કાં?

સાધુઓના મનની આ શંકાની શ્રી ગૌતમને ખબર પડી. શ્રી કેશી ગણધરને પણ એની ભાળ મળી. બંને જણાએ અરસપરસ મળી, ચર્ચા કરી સમાધાન કરવાનું નક્કી કર્યું.

શ્રી ગૌતમ વિવેકી હતા. ગમે તેમ તોય શ્રી કેશી વૃદ્ધ કુલના પુરુષ હતા. તેમની પાસે પોતે જવું જોઈએ, આમ વિચારી શ્રી ગૌતમ પોતાના સમુદાય સાથે ત્યાં પહોંચી ગયા.

કેશી ગણધરે કહ્યું : 'હે મહાજ્ઞાની ગૌતમ! ભગવાન પાર્શ્વે ચાર યામનો ઉપદેશ આપ્યો; ભગવાન મહાવીર પાંચ યામનો ઉપદેશ આપે છે; સમાન મુક્તિધર્મના સાધકોમાં આટલો ભેદ કાં?'

શ્રી ગૌતમ બોલ્યા : 'જેવા ગુરુ એવા ચેલા. બધો આધાર લોક પર છે. સર્વ જીવના કલ્યાણ માટે ભગવાનના સ્તવે છે. એનું કારણ જિનને હું કહું છું. પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવના જમાનાના લોકો સરલ છતાં જડ હતા. આજકાલના લોકોની બુદ્ધિ માટે મેં વધારે ચોખ્ખી પાંચ યામની પ્રરૂપણા કરી.



[૪૨]

# મિચ્છા મિ દુક્કડમ્

ધોમધખતા બપોર હતા. પૃથ્વી ધગધગતી હતી. આ વેળા કોલ્લાગસન્નિવેશના ધોરી માર્ગને વીંધીને ઇંદ્રભૂતિ ગૌતમ ભિક્ષા વહોરીને પાછા ફરતા હતા.

પૃથ્વીસરસાં નેત્ર ઢાળીને એ ચાલ્યા જતા હતા. અચાનક જનપ્રવાદ એમને કાને અથડાયો: 'ભો દેવાનુપ્રિયો! ભગવાન મહાવીરના ગૃહસ્થશિષ્ય, શ્રમણોપાસક આનંદ અનશન સ્વીકારી દર્ભની પથારીએ પોઢ્યા છે'

શ્રમણોપાસક આનંદના અનશનની વાત સાંભળી ગણધર ગૌતમ સ્વામી થોભી ગયા. એમણે વિચાર્યું 'ઓહો, ધન્ય ઘડી, ધન્ય પળ! ચાલો ત્યારે, શ્રમણોપાસક આનંદને મળતો જાઉં. એમણે અનશન ધારણ કર્યું છે—ફરી મળાય કે ન પણ મળાય'

ગૌતમ બોલ્યા : 'આપ જેવા પવિત્ર મુનિઓને ખબર જ છે, કે ધર્મની સાધના આત્મા સાથે સંબંધ રાખે છે. વેશ સાથે નહિ. ખરી રીતે જ્ઞાન, દર્શન ને ચારિત્ર જ મુક્તિ મેળવવાનાં સાધન છે. વેશ તો ઓળખાણ ને સંયમના નિર્વાહમાં માત્ર સાધનરૂપ છે.'

શ્રી ગૌતમના જવાબથી પાર્શ્વનાથના મતના મુનિઓનાં મનનું સમાધાન થઈ ગયું. તેઓએ પાંચ યામવાળા મહાવીરના ધર્મનો સ્વીકાર કર્યો.

શકતું નથી. તમે આ ભ્રાન્ત કથન કર્યું. ભ્રાન્ત કથન માટે પ્રાયશ્ચિત્ત જરૂરી છે; તમારે એ માટે પ્રાયશ્ચિત્ત કરવું ઘટે!'

જ્ઞાની ગૌતમને આ રીતે કહેતા સાંભળી શ્રાવક આનંદે જરા વેગથી કહ્યું: 'ભગવન્, મહાવીરના શાસનમાં સત્ય બોલનારને માટે પણ પ્રાયશ્ચિત્ત છે ખરું?'

'ના.'

'તો, દયાળુ, આપે જ પ્રાયશ્ચિત્ત કરવું ઘટે. આપે જ અસત્ય કથન કર્યું છે.' આનંદના સ્વરમાં દૃઢ આત્મવિશ્વાસ ગુંજતો હતો.

શ્રમણોપાસક આનંદના આ વિધાને ગુરુ ગૌતમને ક્ષણભર વિમાસણમાં નાંખી દીધા. પણ આ વાતનો નિર્ણય સર્વજ્ઞ સિવાય કોણ કરી શકે?

વધુ વિવાદ ન કરતાં ગણધર ગૌતમસ્વામી ત્યાંથી ઉતાવળે રવાના થઈ ભગવાન મહાવીર પાસે આવ્યા. આવતાંની સાથે જ ગુરુ ગૌતમે આનંદ શ્રાવકવાળી હકીકત સવિસ્તર પ્રભુ આગળ નિવેદિત કરી; અને છેલ્લે છેલ્લે પ્રાર્થના કરી. 'હે ભગવન્, આ વિષયમાં આનંદે પ્રાયશ્ચિત્ત કરવું ઘટે કે મારે?'

ભગવાન મહાવીરે લેશમાત્ર થંભ્યા વિના કહ્યું: 'ગૌતમ, આ બાબતમાં તારે જ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ.'

ગણધર ગૌતમ પૌષધશાળા તરફ ચાલ્યા. અઢાર કોટી હિરણ્યના નિધાનના ધણી. અને દશ દશ હજાર ગાયોવાળા છ છ વ્રજોના સ્વામી, શ્રમણોપાસક આનંદ આખર સ્થિતિમાં હતા. પણ તેમના ચહેરા પર ત્યાગનું ને વ્રતનું ભવ્ય તેજ ચમકતું હતું

ગૌતમને જોતાં જ તેમણે કહ્યું : ભગવન્, અનશનના કારણે અતિશય દુર્બલ થઈ ગયો છું. કૃપા કરીને નિકટ પધારો તો ચરણસ્પર્શ કરી શકું.'

દયાના અવતાર ગૌતમ નજીક ગયા. વંદન કરતાં કરતાં આનંદે પૂછ્યું. 'ભગવન્, શું કોઈ ગૃહસ્થને ગૃહસ્થાશ્રમ ચલાવતાં ચલાવતાં અવધિજ્ઞાન થઇ શકે ખરું?'

'અવશ્ય શ્રમણોપાસકને ગૃહસ્થાશ્રમ ચલાવતાં ચલાવનાર થોડું [illegible]જ્ઞાન—અવધિજ્ઞાન થઈ શકે છે.'

આ સાંભળી શ્રમણોપાસક આનંદના ચહેરા પર દિવ્ય આનંદ ફરી રહ્યો. તેણે કહ્યું. 'પૂજ્યવર્ય, મને એવું અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. અને તેના લીધે હું ઉપર આકાશમાં સૌધર્મકલ્પ સુધી ને નીચે પાતાળમાં લોલચ્ચુય નરકાવાસ સુધીના તમામ રૂપી પદાર્થો જાણી શકું છું.'

જ્ઞાની ગૌતમે કહ્યું : 'આનંદ, આપને અવધિજ્ઞાન થઈ શકે ખરું, પણ તમે કહો છો તેટલું દૂરગામી કોઈ



[૪૩]

## કિરાતરાજને દીક્ષા

સાકેત નગરનો રહેવાસી જિનદેવ નામનો શ્રમણોપાસક ધંધાર્થે દેશાવર ખેડતો હતો. એ એક વાર મ્લેચ્છ દેશમાં ગયો. એની રાજધાનીનું નગર કોટિવર્ષ હતું. ત્યાંનો રાજા કિરાત હતો.

જિનદેવ કિરાતરાજના દરબારમાં ગયો. એણે પોતાની પાસે રહેલાં કીમતી વસ્ત્ર, મણિ અને રત્ન રાજાને ભેટ ધર્યાં.

કિરાતરાજ આ રત્નો જોઈ ખુશ થયો. એણે કહ્યું: 'કેવાં સુંદર! ભલા, ક્યાં પાકતાં હશે આવાં રત્નો?'

'અમારા દેશમાં. આ તો શું, આનાથી પણ સુંદર સુંદર રત્નો અમારે ત્યાં પાકે છે!' જિનદેવે કહ્યું.

'મારી ઇચ્છા આવાં રત્નોવાળા દેશને જોવાની છે. શું તમારો રાજા મને એ જોવાની અનુમતિ આપે ખરો?'

ભગવાનનો આ નિર્ણય સાંભળી તમામ સાધુઓ ને શ્રોતાગણ રોમાંચ અનુભવી રહ્યા : અરે, ખુદ પ્રભુ પોતે ઊઠીને જાહેરમાં પોતાના પટધરને હલકા પાડે છે! કદાચ જ્ઞાની ગૌતમ ભૂલ્યા હોય તો ભલે ખાનગીમાં પ્રાયશ્ચિત્ત આપી દે, પણ એક શ્રાવક પાસે ક્ષમાયાચનાની વાત! અસંભવ, અશક્ય! ક્યાં આનંદ! ક્યાં ગૌતમ!

પણ મહાજ્ઞાની ગૌતમની દશા તદ્દન જુદી હતી. અહંકાર ને અભિમાનને તો એ જીતી ચૂક્યા હતા. એ સીધા આનંદ શ્રાવક પાસે પહોંચ્યા, દુનિયા તો દેખતી જ રહી ગઈ. એમણે કહ્યું: 'આનંદ, તમે સાચા. મારા અસત્ય વિધાન માટે હું મિચ્છા મિ દુક્કડં—માફી—ઇચ્છું છું.'

જ્ઞાની ગૌતમના આ શબ્દોનો શ્રમણોપાસક આનંદ શું જવાબ આપે? એનાં નેત્રો સજલ થઈ ગયાં. એણે બે હાથ જોડનાં કહ્યું : પ્રભુ, મારી છેલ્લી ઘડી ઉજાળી દીધી!

જ્ઞાનીને શોભતી કેટલી ભવ્ય નમ્રતા! બચોબવ પણ અલક્ષ્ય એવી દેવી લઘુતા! જય, પ્રભુ મહાવીરનો જય! જ્ઞાની ગૌતમનો જય!'

આજુબાજુ એકત્રિત થયેલી જનતા આંખમાં આંસુ સાથે જોઈ જ રહી! અચાનક સહુના મુખમાંથી ધ્વનિ સરી ઊઠ્યો : 'જ્ઞાની ગૌતમનો જય!'

મહાવેપારીની વાણી એને હૃદયસ્પર્શી લાગી. એ ઊભો થઈને પ્રભુની પાસે ગયો ને બોલ્યો:

'હું મ્લેચ્છ દેશનો રાજા કિરાતરાજ છું. અપૂર્વ રત્નો જોવા માટે અહીં આવ્યો છું. હે શાહસોદાગર, તમારી પાસેનાં રત્નોનું બયાન કરો.'

ભગવાન હસીને બોલ્યા: 'મહાનુભાવ, રત્નો બે પ્રકારનાં હોય છે: એક ભાવરત્ન ને બીજાં દ્રવ્યરત્ન!'

'ભાવરતન, દ્રવ્યરતન!' કિરાતરાજ નામ ગોખી રહ્યો.

ભગવાન આગળ બોલ્યા: 'દ્રવ્યરત્ન અનેક પ્રકારનાં હોય છે. એ કીમતી હોય છે, ચળકાટવાળાં હોય છે, લોભામણાં હોય છે, છતાં ટકાઉ હોતાં નથી. ચોરનો, રાજાનો, પાડોશીનો એને ડર હોય છે. બહુ બહુ તો એ આ જીવનમાં કંઈક લાભ કરનાર હોય છે. પણ સર્વથી શ્રેષ્ઠ રત્ન તો ભાવરત્ન લેખાય. એ રત્નો ત્રણ પ્રકારનાં હોય છે:

'એક દર્શનરત્ન; બીજું જ્ઞાનરત્ન; ત્રીજું ચારિત્રરત્ન.'

'આ ત્રણ રત્નો જેની પાસે હોય, એને કોઈ વાતનું દુઃખ રહેતું નથી. એ પરમ સુખી થાય છે. દુનિયાના રાજા એનાં ચરણ ચૂમે છે. એના બને ભવ સુખી થાય છે. ચોર એ રત્નોને ચોરી શકતો નથી. રાજા એને લઈ શકતો નથી.'

'શા માટે નહીં? હું ટૂંક સમયમાં અનુમતિ મંગાવી લઉં છું. પછી આપણે સાથે જઈશું.'

જિનદેવે સાકેતરાજને લખ્યું. ત્યાંથી તરત જ અનુમતિ આવી ગઈ. બંને જણા શુભ દિને નીકળ્યા, ને સાકેતનગર આવી પહોંચ્યા.

આ જ વખતે નગરમાં વનપાલકે વધામણી આપી કે ભગવાન મહાવીર નગર બહાર ઉદ્યાનમાં પધાર્યા છે. તરત આખું નગર એ ઉદ્યાન તરફ ચાલી નીકળ્યું. રાજા પણ રથ જોડાવીને રવાના થયો.

કિરાતરાજે આખા નગરને બહાર જતું જોઈ જિનદેવને પૂછ્યું: 'આ બધા ક્યાં જાય છે?'

જિનદેવે કહ્યું: 'આજ અહીં અદ્ભુત રત્નોના એક મહાવેપારી આવ્યા છે. સંસારનાં શ્રેષ્ઠ રત્નો એમની પાસે છે.'

કિરાતરાજે કહ્યું: 'ચાલો ત્યારે, આપણે પણ ત્યાં જઈએ, ને એ શાહસોદાગરને નીરખીએ.'

બંને જણા સમવસરણમાં પહોંચ્યા. કિરાતરાજ આ રચના જોઈને જોઈ આશ્ચર્યમાં પડી ગયો. એ ભગવાન મહાવીરનો અલૌકિક વૈભવ જોઈ ખુશ ખુશ થઈ ગયો. આ



[૪૪]

# નિર્વાણ

ભગવાને બેંતાલીસમું ચોમાસુ પાવાનગરીમાં કર્યું. અહીંના રાજા હસ્તિપાલના તલાટીની કચેરીમાં તેઓ ઊતર્યા. ત્રણ મહિના પૂરા વીતી ગયા, ને ચોથો પણ અડધો પૂરો થવા આવ્યો. એ વખતે ભગવાને નજીકમાં આવી પહોંચેલા પોતાના નિર્વાણસમયની સૌને માહિતી આપી.

આ ખબરથી પાવાપુરીના પવિત્ર ડુંગરા ડોલી ઊઠ્યા; ઘરઘરમાં શોકની છાયા પથરાઈ ગઈ; આકાશનુ નિર્મળ હૈયુ રજથી ભરાઈ ગયુ; ને તળાવના જળમાં કમળ પણ ગભીર બની ગયાં. રે! આખરે પ્યારા પ્રભુની જુદાઈ!

જ્ઞાનીઓ કહેવા લાગ્યા : 'આનંદો, પ્રભુ આજે મુક્તિને વરશે! મુક્તિ વચ્ચેથી દેહની દીવાલ દૂર થશે. એ સર્વતંત્રસ્વતંત્ર થશે.'

કિરાતરાજ ઊભો થઈ ને બોલ્યો : 'મને એ રત્નો આપો.'

ભગવાને કિરાતરાજને ધર્મોપદેશ આપ્યો. કિરાતરાજના હૈયામાં એ વસી ગયો. એણે દીક્ષાની માગણી કરી. ભગવાને એને દીક્ષા આપી પોતાના શિષ્યવર્ગમાં સ્થાપન કર્યો.

દીક્ષા પછીના છત્રીસમા ચોમાસામાં આ ઘટના બની.

વાત અમે સમજીએ છીએ : એમને માટે મૃત્યુ એ શોકનો વિષય નથી. પણ જીવનનો ઉત્સવ હોઈ શકે, મૃત્યુનો ઉત્સવ તો કયા મનથી થાય? ગમે તેવી અજવાળી હોય, પણ રાત તે રાત જ કહેવાય ને!

પ્રભુએ તો ઉપદેશની વર્ષા આરંભી દીધી: જતાં જતાંય જગતને જેટલું ધર્મામૃતનું પાન કરાવ્યુ તેટલું સારું. સોળ પ્રહર સુધી અખંડ ઉપદેશ આપ્યો. બારે પર્ષદા તન્મય બનીને પ્રભુવાણીના અમૃતનું પાન કરી રહી.

જાણે મેઘ અનરાધાર વરસતો હતો, ને સૂકી ધરતી હોંશે હોંશે એને ઝીલતી હતી.

દિવસોથી સેવામાં રહેતો દેવોનો સ્વામી ઇંદ્ર પણ છેક છેલ્લી ઘડીએ હિંમત હારી બેઠો. સાજ તો બધા સજાવ્યા, મૃત્યુ-ઉત્સવની બધીય રચના કરી, પણ છેલ્લી પળે પ્રભુના અભાવની કલ્પના એને પણ પીડા કરી બેઠી.

એકત્ર થયેલાં અનેક નર-નારીઓની વતી ઇંદ્રરાજે પ્રભુને પ્રશ્ન કર્યો: 'ભગવન્, આપનાં ગર્ભ, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન હસ્તોત્તરા નક્ષત્રમાં હતાં, ખરું ને?'

ભગવાને જવાબમાં કેવળ હકારદર્શક માથું હલાવ્યુ.

'આપના નિર્વાણના નક્ષત્રમાં ભસ્મગ્રહ સંક્રાન્ત થાય

ભક્તજનો નિશ્વાસ નાખતા હતા: 'હાય રે, પ્રભુની આ અલૌકિક દેહછબી હવે ફરી ક્યાં ને ક્યારે નીરખવા મળશે? જુગ જુગ પછી સાંપડેલી આ અમૃતવાણી ફરીથી ક્યાં ને ક્યારે સાંભળવા મળશે? અરે! જ્ઞાનીઓના વચનથી શોક અને આનંદને સમાન ગણવાની અમે મહેનત કરીએ છીએ, પણ આનંદને ઠેકાણે શોક આવીને એવો બેસી ગયો છે, કે કેમે હઠાવ્યો હઠતો નથી! રે, શું પ્રભુ આપણાથી દૂર થશે?'

દેવો ને ઋષિઓ તો મીઠા શંખ બજાવી રહ્યા છે: આજ ભગવાનની જીવનજ્યોત એક મહાન જ્યોતિમાં મળી જવાની! મુક્તિ આડે રહેલું દેહબંધન આજે છૂટી જશે, અને આપણો વડાલો વીર મુક્તિને જઈ વરશે

પણ ભોળા ભક્તજનો પોતાના શુષ્ક ને સંતપ્ત મુખથી આનંદનો એક ધ્રુસકો પણ કાઢી શકતા નથી તેઓ કહે છે: અરે! ભગવાન હજુ ગઈ કાલે જ તો આપણી વચ્ચે આવ્યા છે; બારબાર વર્ષની મૌન-વાણી હજુ હમણાં જ વરસી છે; બસો-પાંચસો નહીં, સો-બસો નહીં, પોણાસો પણ નહીં—હજુ તો માત્ર બોંતેર વર્ષ જ થયાં છે; એટલામાં દેહ-મુક્તિની આ ઉતાવળ શી? ભાઈ, તમારી

ભેગા થયેલા સમુદાયમાં પ્રભુના અંતેવાસીઓ પણ હતા. તેઓ ભક્તજનોને એકઠા કરીને ખાનગીમાં આશ્વાસન આપતા, જાણે કોઈ ખાનગી વાત તેઓ જાણતા હોય તેમ કહેતા : 'ભલે ભગવાન ગમે તે કહે, પણ હાલમાં તેઓ નિર્વાણ નહિ સ્વીકારે : તે એક ને એક બે જેવી સાચી વાત છે. અમે એમના અંતેવાસી છીએ એટલે અંદરની વાત જાણીએ છીએ.'

'કઈ વાત જાણો છો ?' શ્રોતાવર્ગ પ્રશ્ન કરતો

'અમને બરાબર યાદ છે, કે ભગવાને પોતાના પ્રિય શિષ્ય મહર્ષિ ગૌતમને એકવાર કહ્યુ હતું કે આપણે બન્ને એકસાથે એક દિવસે સિદ્ધ* થઈશું. આજે એમણે જ મહર્ષિ ગૌતમને ધર્મબોધ દેવા બીજે મોકલ્યા છે. પ્રભુ વિના એક ક્ષણ પણ જીવી શકે નહીં, એવા ગૌતમસ્વામીના આવ્યા વગર ભગવાન કંઈ દેહ છોડી દેશે ? શાન્તિ ધારણ કરો ! આ તો પ્રભુની લીલા છે, આપણી પરીક્ષા છે !'

આ વાતથી આખા સમુદાયમાં હૈયાધારણ પ્રસર્યું. પણ ભગવાન તો અન્તિમ ક્રિયામાં મગ્ન હતા; પર્યંકાસને બિરાજ્યા હતા. બાદર મનોયોગ ને વચનયોગ રૂંધીને કાય-

* ગૌતમને કેવળજ્ઞાન, પોતાને સિદ્ધિપદ

છે. અનિષ્ટ ભાવિની એ આગાહી કહેવાય ને?'

ભગવાને પૂર્વવત્ હુંકાર ભણ્યો.

'તો પ્રભુ, આપ તો સમર્થ છો, સર્વજ્ઞ છો, સર્વશક્તિમાન છો. આપની નિર્વાણઘડીને થોડી લંબાવી ન શકાય?'

ઇંદ્રરાજના મનમાં ઊંડે ઊંડે ઇચ્છા હતી કે એકવાર નિર્વાણઘડીને આગળ ધકેલવામાં આવે, તો પછી વળી જોઈ લેવાશે. આણીનો ચૂક્યો સો વર્ષ જીવે.

ભગવાન મેઘ જેવી ગંભીર વાણીથી બોલ્યા: 'ઇંદ્રરાજ, મોહ વિવેકનો નાશ કરે છે, માટે એને અંધ કહ્યો છે. મારા દેહ પ્રત્યેનો તમારો મોહ, આજે તમને આ બોલાવી રહ્યો છે. નિકટ રહ્યા છો, જ્ઞાની થયા છો, છતાં ભાખેલું ભૂલી ગયા કે આયુષ્યની એક ક્ષણ પણ સુર, અસુર કે માનવ—કોઈ વધારી શકતું નથી. દેહનું કામ, જન્મનું કારણ ને મૃત્યુની ગરજ સરી ગયાં, હવે આયુષ્યની એક ક્ષણ અને એ ક્ષણનો એક કણ પણ બોજરૂપ છે. ઇંદ્રરાજ! જુઓ, પેલી કદી ન કરમાતી અમર વસંત ખીલી રહી છે. સત્, ચિત્ ને આનંદની કદી ન આથમતી ઉષા ઊગી રહી છે! સ્વાગત માટે સજ્જ થાઓ!'

અમાવાસ્યાની એ રાત અનેક દીપકોથી ઝળહળી ઊઠી. પણ કેટલાક શક્તિનું હૃદય, પેલા મોટી મોટી વાતો કરી આશ્વાસન આપનાર અંતેવાસીઓ પાસેથી, ગુરુ ગૌતમને આપેલા વચનની હકીકતનો જવાબ માગવા ઉત્સુક હતું. પણ તેઓએ તો પ્રભુની ગેરહાજરીમાં જીવવું અશક્ય લાગવાથી, અનશન લઈ લીધું હતું. હવે તો તેઓ ન બોલવાના હતા, ન ચાલવાના હતા!

બીજી તરફ પ્રભુનો નિર્વાણ–ઉત્સવ રચાઈ રહ્યો હતો: શંખ, મૃદંગ ને પણવથી આકાશ ગુંજી રહ્યું હતું.

યોગમાં સ્થિત થયા હતા. થોડી વારમાં બાદર કાયયોગમાંથી સૂક્ષ્મ કાયયોગમાં પ્રવેશ કર્યો. વાણી તથા મનના કાયયોગને રૂંધ્યા.

આયુષ્યની શીશીમાંથી છેલ્લા કણ ઝરતા હતા, ને એ પણ હવે પૂર્ણ થવાની તૈયારીમાં હતા. દુવિધામાં પડેલો જનસમૂહ એમની સહસ્ર સૂર્યની કળાથી તપતી મુખમુદ્રા સામે નીરખી રહ્યો હતો. સહુના શ્વાસ ઊંચા હતા. સહુનાં મોં પર ઓશિયાળાપણું હતું.

પ્રભુએ છેલ્લો સૂક્ષ્મ કાયયોગ પણ રૂંધ્યો, સર્વ ક્રિયાઓનો ઉચ્છેદ કર્યો, ને આંખોને આંજી દેનારું તેજવર્તુલ પ્રગટ થયું. તારાગણોથી સુશોભિત અમાવાસ્યાની રાત્રિ કોઈ અલૌકિક પ્રકાશથી ઝળહળી ઊઠી. ચારેતરફથી જય જયનાદ સંભળાયા: 'પ્રભુ નિર્વાણ પામ્યા!'

સભામાં શંખ ફૂંકાયા. વનમાં દુંદુભિ વાગ્યા.

સંસારને અજવાળતો બુઝેલો મહાદીપક, અનેક ભવ્યાત્માઓને ઉજ્જમાળ કરી, અર્ધકાળાંત સામેથી બુઝાઈ ગયો.

ગોદની દારુણ પળો પર ઇંદ્રભૂતિ વિરહ વેદનાથી ... સ્તબ્ધ થતા હતા ને કહેતા હતા: 'દીપક બુઝાયો! દીવાળી કરો' પ્રભુ નિર્વાણ પામ્યા!'

મોં કરી ગયાં છે. રે, એક જ્ઞાનીનો આવો હૈયાફાટ વિલાપ!

રે, કેવો એ વિલાપ! સાત ખોટનો દીકરો ફાટી પડે તોય માતા આવું ન રડે! ચાર ફેરા ફરીને આવતો, નવવધૂનો મીંઢાળબંધો પતિ ગુજરી જાય, તોય એ આવું ક્રંદન ન કરે!

જ્ઞાનીનુ આ રુદન!

યોગીનાં આ આંસુ!

ઇદ્રિરાજ પણ મૂઝવણમાં પડ્યા. અજ્ઞાનીને સમજાવવો સહેલ છે, પણ જ્ઞાનીને શી રીતે સમજાવી શકાય? અરે, મત્સ્યને તરવાનું કેમ કરી શીખવી શકાય?

ભગવાનના નિર્વાણની વાત હૈયામાં વલોણાં વલોવતી હતી, ત્યાં જ્ઞાની ગુરુના શોકભારની આ વાત આવી! શું બોલવુ, શુ કરવું, તેની કોઈને સમજણ ન પડી.

જ્ઞાનીનું રુદન ચાલુ હતું. પણ છેવટે તો એ રુદન જ્ઞાનીનુ ને! એકાએક એમાંથી હાસ્ય પેદા થયુ મોં ખીલેલા કમળ જેવું બની ગયુ. નેત્રોમાં તેજ રમવા લાગ્યાં.

ઇદ્રરાજ જરા હિંમત કરી પાસે ગયા ને બોલ્યા: 'મહાગુરુ! પ્રભુ ગયા!'

'હા, એ ગયા ને આપણને તારી ગયા. હાથી જીવતો લાખનો, મર્યે સવા લાખનો! ભગવાનના જીવનથી મને જે

ઘડીએ મને કેમ અળગો કર્યો? ગૂંચ નહોતી ઉકેલાતી, એથી હું રડતો હતો. એ ગૂંચ ઉકેલાઈ ગઈ, ને હું હસી પડ્યો. મારા અંતરમાં હજાર હજાર સૂરજનાં અજવાળાં પથરાઈ ગયાં છે. પ્રભુએ પોતાનું વચન પાળ્યુ: એ કહેતા કે ગૌતમ! તું ને હું સાથે સિદ્ધ થઈશું. એ સિદ્ધિ વર્યા; મારી સિદ્ધિ નિશ્ચિત થઈ ગઈ!'

મેદની જય જયકાર કરી ઊઠી: 'કેવળજ્ઞાની, મહાજ્ઞાની ગુરુ ગૌતમનો જય!'

પૃથ્વીના પટ પર નવીન વર્ષનો (કારતક સુદ ૧ નો) સૂરજ ઊગતો હતો.

ગુરુ ગૌતમ બોલ્યા: 'દીવે દીવો પેટાય તે આનું નામ! જગદીપક મહાપ્રભુએ પ્રગટાવેલી જ્યોતિ સર્વની હો!'

**સમાપ્ત**



ગયું. એનાથી વિશેષ મને એમના નિર્વાણથી ગયું!'

'એમ કેમ?' ઇન્દ્રરાજ જ્ઞાનીની આ વાત સમજી ન શક્યા.

'સાંભળો. ભગવાન પર મને મોહ હતો. એમની આત્મિક પૂજાને બદલે મેં દેહપૂજા આદરી હતી. એમની દેહાકૃતિનાં દર્શન વિના હું રહી શકતો નહોતો. એ મારો મોહ હતો, મારો રાગ હતો!'

'કેવો સુંદર મોહ! કેવો પ્રશંસનીય રાગ!'

'મોહ ગમે તેવો સુંદર હોય, પણ આખરે તો મોહ જ ને! એ મોહમાં હું બેઠો રહ્યો. ને નાના સાધુઓ આગળ આવી ગયા. ભગવાન મને કોઈ વાર કહેતા કે ગૌતમ! નિરાલંબ બન, આલંબનમાત્ર છોડી દે! અંતર દુનિયા તરફ જા! ત્યાં ન કોઈ ગુરુ છે, ન કોઈ શિષ્ય. પણ મને કંઈ ન સમજાયું.'

ગુરુ ગૌતમ થોડીવાર થોભ્યા. એમના મુખ પર પરમ આનંદ છવાયો હતો. માણસનું મુખ એના અંતરનો અરીસો છે.

ગુરુ બોલ્યા: 'મહાવીરના દેહ પરનું મારું મમત્વ જ મને રડાવી રહ્યું હતું. હું વિચારતો હતો કે પ્રભુએ કેવી

# શ્રી જીવન–મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ

## આછો પરિચય

વ્યોમદીપ રવિ નભબિંદુ તો,
ઘરદીવડા શા ખોટા ?

**ઘરદીવડા** જેવા આ ટ્રસ્ટનો ઉદ્ભવ એક સાવ સામાન્ય સંજોગોમાં થયો હતો.

સાહિત્યકારો, કલાકારો, સેવકો ને કંઈક વિશિષ્ટતા-વાળા મિત્રોની અમારી મજલિસ છે. આ મજલિસના શ્રી લાલભાઈ મણિલાલ શાહ પણ સભ્ય છે

એક વારની મુલાકાતમાં સામાન્ય વાતમાં વાત એવી નીકળી કે અત્યારે લોકોની વાચનભૂખ ઊઘડી છે. એ ભૂખને સંતોષવા મોટા પ્રમાણમાં સાહિત્ય બહાર પડી રહ્યું છે: અને લોકો એ લાવી લાવીને હોંશે હોંશે વાંચી રહ્યા છે.

બાળકોને હમેશાં રસ, રંગ ને રંજનપ્રધાન સાહિત્ય ગમે છે સ્ત્રીઓ અને સામાન્ય કક્ષાના લોકોને પણ એ વધુ રુચે છે: અથવા સાહિત્યનો આ પ્રકાર મનુષ્યસ્વભાવને રુચતો છે: પણ એ રસ, રંગ ને રંજનની પાછળ જો કોઈક નીતિમત્તાનો, સચ્ચારિત્રનો ધ્વનિ હોય તો બધો પ્રયત્ન–એક પંથ ને દો કાજ–જ્ઞાન સાથે ગમ્મત આપનારો નીવડે

જેમ રોજ વાતો કરીએ તેવી આ સર્વ સાધારણ વાતો હતી શ્રી લાલભાઈ પણ એ સાંભળીને થોડીવાર બેસી ચાપાણી પીને ચાલ્યા ગયા. બીજે દિવસે શ્રી લાલભાઈ આવ્યા. ઊઠતાં તેઓ એક કવર આપી ગયા સાંજે એ ખોલ્યું ને વાંચ્યુ. એમા લાલભાઈએ પોતાના હસ્તાક્ષરોમાં લખ્યુ હતુ:



સ્વ. જીવીબહેન.
[સ્વ મણિલાલ ઉગરચંદના ધર્મપત્નિ]
[દેહોત્સર્ગ સ. ૨૦૦૫]

૩. સત્ય, નીતિ કે સંસ્કારના પ્રચાર અર્થે બોધદાયક પુસ્તકો પ્રગટ કરવા, વેચવાં, વહેંચવા.

૪. શારીરિક, માનસિક, નૈતિક તંદુરસ્તી વધે તેવુ સાહિત્ય, પુસ્તકો, પુસ્તકાલયો, ભાષણો દ્વારા જનસમુદાયમા ફેલાવવું

આ ઉદ્દેશથી આ ટ્રસ્ટ સ્થાપન થયું અને એનું કાર્ય પણ શરૂ થયું. આશાઓમાં–આકાંક્ષાઓમાં બળ હોય છેઃ તો સિદ્ધિ પણ થાય છે. આજે પાચ વર્ષ પૂરાં કરી, વિશાળ વાચક વર્ગ અને બહોળા સહૃદય ગ્રાહક વર્ગ સાથે આ ટ્રસ્ટ નવી તમન્નાઓ સાથે આગળ ડગ ભરી રહ્યુ છે.

આ લખાણનો ઉદ્દેશ સ્વકીર્તિ રળવાનો નથી, પણ કોઈ સેવાભાવી સજ્જન આ વાંચે, અંતરમા ઊર્મિ જાગે, ને કંઈક નાનુમોટું જ્ઞાન પરબ ઊભી કરવાની પ્રેરણા મળે એટલો જ હેતુ છે. આપણામાં રાજ તરફ, સરકાર તરફ મોં તાકીને જોઈ રહેવાની જે વૃત્તિ જાગી છેઃ એણે વ્યક્તિગત પ્રયત્નોને પંગુ બનાવી નાખ્યા છે.

વીજળીના દીવાએ જેમ ઘરમાંથી કોડિયાં ને ફાનસોને હદપાર કર્યાં છેઃ ને આપણે માઈલો પરની વીજળિક કોઠીઓના આશ્રિત બન્યા છીએ. એ પ્રકાશ આપે તો પ્રકાશ ઝીલવો, એ આપે એ પ્રકાશ સાચો–એવી પરાશ્રિત અને પગુ મનોદશા સામે આ ઘરદીવડા જેવો પ્રયત્ન કંઈક કહી જાય છે આ બધાનો ફલિતાર્થ આટલો જ છે.

જયભિખ્ખુ

ચદ્રનગર, સરખેજ રોડ
અમદાવાદ–૭

## ૩જું વર્ષ : વિ. સં. ૨૦૧૫

| નંબર | પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
| --- | --- | --- | --- |
| *૧ | પ્રેમનું મંદિર | શ્રી. જયભિખ્ખુ | ૩–૫૦ |
| –૨ | જગતશાહ | શ્રી ગુણવંતરાય આચાર્ય | ૩–૦૦ |
| ×૩ | હવે તો જાગો | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૨–૦૦ |
| ૪ | શ્રી નેમ–રાજુલ | શ્રી જયાબહેન ઠાકોર | ૨–૫૦ |
| ૫ | આંબે આવ્યો મોર | શ્રી જયભિખ્ખુ | ૧–૫૦ |
| ૬ | રાગ અને વિરાગ | શ્રી. રતિલાલ દેસાઈ | ૧–૨૫ |
| *૭ | બિન્દુમાં સિન્ધુ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૦–૬૫ |
| | | | ૧૪–૪૦ |

●

## ૪થું વર્ષ : વિ સ. ૨૦૧૬

| | | | |
| --- | --- | --- | --- |
| ૧ | સંસારસેતુ | શ્રી. જયભિખ્ખુ | ૩–૫૦ |
| ૨ | સદ્‌વાચનમાળા શ્રેણી ૪થી | ,, | ૩–૦૦ |
| ૩ | માતૃદેવો ભવ | શ્રી. સુશીલ | ૧–૫૦ |
| ૪ | ત્યાગની વેલી | શ્રી. ચુ. વ શાહ | ૧–૫૦ |
| ૫ | મંત્રીશ્વર વિમલ | શ્રી. જયભિખ્ખુ | ૧–૫૦ |
| ૬ | સૂલી પર સેજ હમારી | શ્રી જયભિખ્ખુ | ૧–૫૦ |
| ૭ | ચપટી બોર | શ્રી જયભિખ્ખુ | ૦–૭૫ |
| | | | ૧૩–૨૫ |

— આ પુસ્તકની બીજી આવૃત્તિ છપાય છે.
* ,, બીજી આવૃત્તિ છપાઈ ગઈ છે.
× ,, ત્રીજી આવૃત્તિ છપાઈ ગઈ છે
+ ,, ચોથી આવૃત્તિ છપાય છે

●

